॥ ओ३म् ॥

હરજીવન વિરચિત

# श्री नीतिमार्गोपदेशिका

# सप्तरत्नगीता.



લેખકઃ-હરજીવન પ્રાગજી મીસ્રી.

પ્રકાશકઃ-મીસ્રી પ્રાગજી ગણેશ પીઠવા

પ્લાસ્ટરવાળા.

જાંબલી મોહલા, મુંબઇ નં. ૯.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦ | કીંમત ૦-૬-૦ | સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

ॐ

अखंडानन्देश्वराय नमोनमः ॥

# भूमिका.

આ નીતિમાર્ગોપદેશિકા સપ્તરત્નગીતા નામના લઘુ ગ્રન્થમાં નીતિ, ધર્મ, કર્મ, આશ્રમ, તત્વજ્ઞાન વિગેરે ઘણાજ ઉપયોગી વિષયો ભાવિક મોક્ષાર્થી આર્ય ભાઇ- ઓ, કે જેઓ ધર્મ ઉપર સારી આસ્થા ધરાવનારાઓ તેમજ જ્ઞાનવાન છે, છતાં પણ શાસ્ત્રોના અર્થો બરો- બર સમજી શકતા નથી તેમને માટે લખવામાં આવ્યો છે. એને વાંચી મનન કરવાથી બીનશ્રદ્ધાવાળાઓ પોતાના અનેક જાતના સંશયો દૂર કરી આ નીતિમાર્ગો- પદેશિકા ગીતાને દેવસેવામાં હમેશને માટે રાખી તેનો ઉપયોગ ઘણા ઉત્સાહથી કરશે. વળી આ ગ્રન્થ ગુટકા આકારમાં તૈયાર કરાવેલો હોવાથી તે ખીસામાં પણ રહી શકશે. આ ગ્રન્થ સાત વિભાગમાં રચાયો છે જેમાં નીચે પ્રમાણે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છેઃ—

૧ પહેલા ભાગમાં બ્રહ્મયજ્ઞ-સન્ધ્યા.
૨ બીજા ,, નીતિમાર્ગ-મુક્ત પ્રકાશ.
૩ ત્રીજા ,, આશ્રમ--ધર્મનીતિ.
૪ ચોથા ,, બંધનમુક્ત મોક્ષમાલિકા.
૫ પાંચમા ,, તત્વજ્ઞાન તેજોમહી.
૬ છઠ્ઠા ,, આત્મપ્રકાશ-ભજનાવળી
૭ સાતમા ,, પાતિવ્રત.

આ ગ્રન્થ રચવાનો મારો મુખ્ય હેતુ વેદોક્ત કર્મમાં જન સમાજને પ્રેરવાનો છે. આજકાલ જ્યાં જોઇએ ત્યાં વેદાન્તની મોટી મોટી વાતો કરી આડંબર કરવાવાળા ઢોંગી સાધુઓ તથા તેમના ભકતો નજરે પડેછે. એઓ સામાને ઉપદેશ કરવાવાળા છે, પણ પોતે કંઇ શુદ્ધ વેદોક્ત કર્મ કરતા નથી તો શ્રોતાજનને તો તેના ઉપદેશની અસર કયાંથીજ લાગે ? કારણ કે ઉપદેશકો પોતે સ્વાર્થં-લંપટ હોવાથી શિષ્યને બતાવે એક અને પોતે કરે બીજું. જેવા ગુરૂ તેવા ચેલા.—લોભી ગુરૂ ને લાલચી ચેલા દોનો નર્કમેં ઠેલમઠેલા—એ કહેવત પ્રમાણે

સારી માઠી અસર ઉપદેશકોના ગુણો ઉપરથી માલૂમ પડે છે. એવા લંપટ ગુરૂઓ અને આડંબરવાળું વર્તન કરનારા ભકતો અને સાધુઓને બોલવાનુંજ જ્ઞાન હોય છે પણ તેના અર્થોનું જ્ઞાન હોતું નથી. અને જ્યાં અર્થોનું જ્ઞાન નથી, તો તે બિચારા કેવી રીતે ખરો રસ્તો બતાવી શકે? માટે તેવા ઢોંગી ધૂતારાથી બચી શુદ્ધ હૃદયથી સત્યાસત્યનો વિચાર કરી વેદોક્ત કર્મ કરે તેને માટે આ નીતિમાર્ગોપદેશિકા ગીતા નામનો ગ્રન્થ રચવામાં આવ્યો છે.

આપણા આર્યાવર્ત્ત દેશમાં આગળના ધર્મગુરૂઓ કેવા હતા અને કેમ વરતતા, તેનો ટુંક હેવાલ નીચે આપવામાં આવ્યો છે, જે વાંચીને મનન કરવાથી બુદ્ધિનો પ્રકાશ થવાનો સંભવ છે.

જુઓ કે આર્યાવર્તની આગલી સ્થિતિ કેવી હતી. લોકો ઐકય અને સંપથી સુખી રહેતા હતા, કુદરતને અનુસરીને તેઓના ચાર વર્ણ ચાર વિભાગમાં વહેંચાઇ ગયા હતા, બ્રાહ્મણો તત્ત્વજ્ઞાન અને આત્મજ્ઞાનનો શ્રદ્ધા

અને ઉત્સાહથી અભ્યાસ કરતા હતા, અને યોગ્ય પુરૂષોને તે ઉત્તમ જ્ઞાનનો બોધ અને ઉપદેશ દેતા હતા. ક્ષત્રીયો રાજનીતિ અને યુદ્ધકળામાં કુશળ હતા. વૈશ્યો વ્યાપાર અને ખેતીમાં રોકાયલા રહેતા, અને શૂદ્રો આ ઉપલા ત્રણે વર્ગની ભક્તિથી સેવા કરતા. આ વિભાગો કુદરતના કાયદાને અનુસરીને પાડેલા હતા, અને જ્યાં સુધી આ ચાર વિભાગો યથાર્થ રૂપમાં જળવાઇ રહ્યા, ત્યાં સુધી દેશમાં વ્યવસ્થા, જ્ઞાન, સંપ અને સુખ એ સર્વે જળવાઇ રહ્યાં હતાં. પણ જેમ જેમ સૃષ્ટિ અને મનુષ્ય પ્રાણીનો વિસ્તાર વધવા માંડયો તેમ તેમ ચાર મુખ્ય વર્ણમાં ભેદ પડવા માંડયા અને ત્યારથી ચાર વર્ણને બદલે હાલમાં હજારો ન્યાતો થઇ પડી છે!

હવે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શૂદ્ર પોતાની ઓળખને માટે ગમે તે ધંધો કરતા હોય તોપણ આપણા આગળના ૠષિ મુનિઓએ તેમની ઓળખને માટે શાખાઓ વિગેરે નિર્માણ કરેલી છે, કે જેથી કોઇ પોતાનીજ શાખાના ગોત્રમાં લગ્ન કરી શકે નહીં; કારણ કે એકજ ગોત્રમાં લગ્ન કરવાથી વર્ણસંકર થઇ જાતિ ભ્રષ્ટ થાય

છે. આવી જાતના ગોટાળાઓ આપણા આર્યાવતમાં વ્યાસમુનિના વખતમાં ઘણા મળી આવે છે. જેથી ત્યાંથીજ તેમના વંશની સમાપ્તિ થાય છે. માટે એક ગોત્ર અને એકજ શાખામાં કોઇએ પણ લગ્ન કરવા નહી.

હાલના વખતમાં હજારો ન્યાતો થઇ પડી છે, પણ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણમાં તેઓનો સમાવેશ થાય છે. પૂર્વ જમાનામાં કેટલીક ન્યાતો બ્રાહ્મણમાં મળી, કેટલીક ક્ષત્રીયમાં, કેટલીક વૈશ્યમ અને ઘણો ભાગ શૂદ્રમાં મળ્યો. ચાર વર્ણ કર્મે કરીને ઉંચ નીચ વર્ણમાં ભળે છે. જુઓ મનુભગવાન્ મનુસ્મૃતિમાં શું લખે છે:—

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चेति शूद्रताम् ।**
**क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥**

॥ मनु. १० । ६५ ॥

અર્થ:—શૂદ્ર કુળમાં ઉત્પન્ન થયેલો માણસ ક્ષત્રિય અને વૈશ્ય સમાન ગુણ કર્મ અને સ્વભાવવાળો હોય, તો તે શૂદ્ર કુળમાં જન્મ લેનાર માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય

અને વૈશ્ય થઇ જાય છે. તેવીજ રીતે બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થનાર ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થનાર અથવા વૈશ્ય કુળમાં ઉત્પન્ન થનાર માણસ શૂદ્રના ગુણ. કર્મ અને સ્વભાવવાળો હોય, તો શૂદ્ર થઇ જાય છે. અર્થાત ચારે વર્ણમાં જે જે વર્ણમાં જેજે વર્ણ સમાન ગુણવાળો હોય તો તે માણસ તે તે વર્ણનો ગણાય છે; વાલ્મીકિ રૂષિ પોતે ભીલ હતા, છતાં રૂષિ પદ્દીને પામ્યા. વિશ્વામિત્ર ક્ષત્રીય હતા છતાં બ્રહ્મર્ષિ કહેવાયા. એ મુજબ ઉંચે પગથીએ ચડવાને સારાં વેદોક્ત કર્મો કરવાં પડે છે. વિશ્વામિત્ર પોતે રાજસભામાં બ્રહ્મર્ષિ કહેવડાવવા માટે મોટા આડંબર કરી જતા હતા, પણ જ્યાંસુધી તેમનામાં રાજસી સ્વભાવ હતો, ત્યાંસુધી વસિષ્ઠ મુનિ જેવા પણ તેમને રાજર્ષિ કહી બોલાવતા હતા. એક દિવસે વિશ્વામિત્રે પોતે રીસ અને ક્રોધમાં આવી વસિષ્ઠ મુનિના પુત્રોને મારી નાંખ્યા, છતાં પણ વસિષ્ઠ મુનિએ પોતાની પત્નીને દીલાસો આપી કહ્યું કે, "હે સ્ત્રી ! પુત્ર પુત્રીઓ ઇશ્વરની માયા છે. આખરે જેનો જન્મ થયો છે ને એક દીવસ મૃત્યુવશ થવાનોજ છે. કોઈ કોઇને

મારતાં નથી તેમજ જીવાડતાં નથી; તે તો સાધારણ નિમિત્તજ છે. માટે વિશ્વામિત્ર જેવા તપશ્ચર્યાવાન્ યોગી કોઇ નથી, તે તો દેવ જેવાજ છે." આ શાંત ભાવના શબ્દો વિશ્વામિત્ર વસિષ્ઠની પર્ણકુટી પછવાડે છુપા રહી સાંભળતા હતા. આ શબ્દો સાંભળતાંજ વિશ્વામિત્રનો મોહ ઉતરી ગયો, અને વસિષ્ઠને પગે પડયા. બીજે દિવસે સભામાં જતાં વસિષ્ઠે 'રાજર્ષિ' ને બદલે તેમને 'બ્રહ્મર્ષિ' કહી બોલાવ્યા ને બીજાઓએ પણ તેમજ કર્યું. માટે કોઇએ વર્ણનું ખોટું અભિમાન રાખવું નહીં. વેદોક્ત કર્મ કર્યાથી ઉંચી પંક્તિએ ચડાય છે. સૂર્ય ઉગ્યો તે પ્રકાશ દેવાનોજ. હાલના લોકો આળસથી વેદોક્ત કર્મ કરતા નથી, પણ ખોટો આડંબર કરી દેખાડે છે. આમ આડંબર રાખવાથી કોઇ દીવસ આપણી ઉન્નતિ થવાની નથી, તે ઉપર ધ્યાન રાખીને જુઓ તો તેને માટે ચાર આશ્રમો જીવનકાળમાં ચાર વિભાગમાં વહેંચ્યા છે. પૂર્વકાળના લોકોએ પોતાના જીવન કાળના ચાર સહેલા અને સાદા વિભાગ પાડયા હતા; તે ચાર આશ્રમો માણસની

શારીરિક, માનસિક અને આત્મિક શકિતઓને યથાર્થ સ્વરૂપ અને પુષ્ટિ આપતા હતા. પ્રથમ પચીશ વરસ સુધી બ્રહ્મચારી રહીને સર્વે પ્રકારનું જ્ઞાન સંપાદન કરવામાં આવતું હતું, અને તેમને સંપૂર્ણ શરીર તથા મનની કેળવણી તેથી મળતી હતી. જ્ઞાની અને સદાચારી ગુરૂઓથી શિષ્યો સત્ય જ્ઞાન અને શુભ તથા શુદ્ધ આચારનું શિક્ષણ મેળવતા હતા.

ધર્મ અને નીતિ તો કેળવણીનો પાયો હતો. તેથી લોકો ધર્મિષ્ટ, જ્ઞાનવાન્ અને નીતિમાન્ રહેતા હતા. જ્યારે બ્રહ્મચર્યાશ્રમની કેળવણી પૂરી થતી, ત્યારે તેઓની વલણ સંસારી જીંદગી પ્રત્યે રહેતી. તેઓ સંસાર માંડીને ગૃહસ્થાશ્રમના ધર્મ બજાવતા હતા. પોતાને લાયકનો હુન્નર કરીને પોતાના કુટુંબનું પોષણ કરતા હતા. અને બીજા આશ્રમો પ્રત્યે પોતાની વાજબી ફરજો બજાવવામાં આતુર રહેતા હતા. ગૃહસ્થાશ્રમ માંડવામાં મહા જોખમો સમાયેલાં છે. ભવિષ્યની પ્રજાનો તે ઉપર આધાર રહેલો છે, અને તેવા ભારે

જોખમવાળા આશ્રમ માટે તેઓ પોતાની આગલી બ્રહ્મચારી તરીકેની પચીસ વર્ષ સુધી લીધેલી અનેક રીતની કેળવણીથી ગ્યોગ્ય થતા હતા. આ બોજો અને જોખમ તેમને માથે પચ્ચીસ વર્ષ સુધી રહેતો હતો.

ત્યારપછી પચ્ચીસ વર્ષ સુધી વાનપ્રસ્થ અવસ્થા ધારણ કરીને વનવગડામાં કાળગમન કરતા અને સંસારથી વેગળા રહેતા હતા. આ મુજબ સંસારથી મન વિરક્ત કરતાં પચ્ચીશ વર્ષ આ આશ્રમમાં ગાળીને તેઓ સન્યાસ ગ્રહણ કરતા હતા.

સંસાર સાથેના સર્વ સંબંધથી સંન્યસ્તાશ્રમમાં અલગ થતા અને જે માટે મનુષ્ય માત્રે અત્રે જન્મ લીધો છે, તે સર્વોત્તમ કાર્ય સાધવામાં અતિ ગાઢ પ્રયત્ન કરતા; આ આશ્રમમાં તેઓ આત્માનું ચિંતવન કરતા અને મોક્ષ માર્ગ શોધતા હતા.

આથી બ્રહ્મચારી અને ગૃહસ્થ તરીકે ધર્મ, અર્થ, અને કામ એ ત્રણે યથાર્થ રીતે સચવાતા હતા. પ્રજા ઉત્પન્ન કરવામાં કામ, કુટુંબનું પોષણ કરવા માટે અર્થ,

અને જીવન સાફલ્ય માટે ધર્મ, એ ત્રણેનો ઘટતો ઉપયોગ કરવામાં આવતો હતો, અને કામ અને અર્થ સાધતાં ધર્મનો લોપ થતો નહતો. આ પ્રમાણે સંસાર તરફની સર્વ ફરજો બજાવ્યા પછી વાનપ્રસ્થ અને સંન્યસ્ત આશ્રમમાં રહીને તેઓ મોક્ષ માટે સાધન શોધતા હતા.

આ ઉત્તમ વયમાં મન વશ રાખી અને જિતેંદ્રિય થઇ પરમાત્માનું ધ્યાન ધરતા. હાલમાં જો કે સંન્યાસીઓ તો બહુ મળી આવે છે, પણ તેમાંનો મોટો ભાગ માત્ર ડોળઘાલુઓ અને ઢોંગી ધૂતારા હોય છે. ભગવાં લુગડાં પહેરતાં અને દંડ હાથમાં ધરતાં કાંઇ વાર લાગતી નથી. તેઓમાંથી કોઇ ખરો નર નીકળી આવી તેમને ખરે માર્ગે દોરે એ ઇચ્છવા જોગ છે. હાલ બ્રાહ્મણો જ્ઞાન મેળવવાનું અને તે આપવાનું છોડી દઇને, બ્રહ્મજ્ઞાનને એક કોરે મેલીને, પરમાર્થ તજીને, અને સ્વધર્મત્યાગ કરીને માત્ર સ્વલાભ અને સ્વાર્થપર દ્રષ્ટિ રાખીને કોઈ રાજ ખટપટમાં,

તો કોઇ શૂદ્રોની સેવામાં, તો કોઇ રસોઇનું કામ કરવામાં, અને ઘણા " જજમાન વરતી " કરી ભીક્ષા માંગવામાં રોકાયલા છે, અને ભીખ માંગવામાં પોતાની કાંઇક વડાઇ સમજે છે. એવા તો બહુજ થોડા હશે કે જેઓ પોતાના અસલ વેદોક્ત ધર્માચારને વળગી રહી પોતાની યોગ્ય ફરજો બજાવતા રહે છે.

આવાં કારણોને લીધે ભાર દઇને કહેવાની જરૂર છે કે હરેક જ્ઞાતિના જે પુરોહિત ( ગોર ). હોય છે, તેઓ " જજમાનવરતી " કરી પોતાનુ પોષણ કરતા હોવાથી સારી આમદાનીને લઇને આળસુ થઇ ગયા છે. શાસ્ત્રોનો અભ્યાસ તેમણે છોડયો છે. સવાર પડયું કે સ્નાન સંધ્યા કર્યા સિવાય મોંઢામાં તમાકુનો ડુચો ચઢાવી, કપાળમાં મોટું ટીલું તાણીને " ભીક્ષાન્ન દેહી " કરતા ફરે છે, અને ટીપણું કાઢી ખોટા ગપ્પાસપ્પા મારી માણસોને રાજી કરે છે. અરેરે હિંદુસ્તાન ( આર્યાવર્ત ) ની શું સ્થિતિ થઇ પડી છે ? આર્ય ભાઇઓ, આંખો ઉઘાડો અને તેને માટે

નીચેનો સહેલો દાખલો અમલમાં મૂકો, કે જેથી પુરોહિત પોતાના બાળકોને વિદ્યાભ્યાસ વેદોક્ત રીત પ્રમાણે શીખવે અને તેનો જે અમુક માસીક ખર્ચ લાગે તેનો જ્ઞાતિ તરફથી બંદોબસ્ત કરી આપવામાં આવે કે જેથી પુરોહિત વિદ્વાન્ થાય. હવે પુરોહિત ( ગોર ) પોતે પોતાના જજમાનના બાળકોને કેળવણી આપવા માટે જ્ઞાતિની વાડી અથવા મંદીરમાં પાઠશાળા ખોલે અને દરેક બાળક દીઠ અમુક ફી જ્ઞાતિ તરફથી બાંધી આપવામાં આવે તો ગોરને માટે બંદોબસ્ત થાય જેથી તેનાં બાળકોના પોષણને માટે કોઇ જાતની અડચણ રહે નહિ. આમ થવાથી જ્ઞાતિનાં બાળકોને કેળવણી મળે અને ગોરનાં બાળકોને પણ કેળવણી મળે અને ગૃહસ્થાશ્રમ ખુશીથી ચાલે, તેમજ કોઇ જાતની ખલેલ પહોંચે નહિ, અને "ભીક્ષાન્ન દેહી" નહી કરતાં પોતાનો વખત વ્યર્થ નહી ગુમાવતાં સૌ સૌ પોતાનું કામ બજાવે. 'ભીક્ષાન્ન દેહી' એ તો આફત કાળને માટે છે, સારા વખતને માટે નથી. આમ 'ભીક્ષાવર્તી' કરવાવાળાને મદદ મળ-

વાથી આપણા આર્યાવતમાં ઘણો મોટો ભાગ આળસુ અને પુરૂષાર્થ રહિત થઇ 'ભીક્ષાવર્તિ' ઉપર ગુજરાન ચલાવે છે. હાલના આર્યાવર્ત તરફ જોતાં જણાશે કે ગૃહસ્થાશ્રમવાળા ધંધો કરી પોતાના બાળબચ્ચાં-ઓનું ગુજરાન ચલાવતા હોય તે ઉપરાંત તેમને ફાલતુ એ ત્રણ જણનું પોષણ કરવું પડે છે. જેથી ગૃહસ્થા-શ્રમવાળાઓ કંટાળી જાય છે. માટે નકામાં માણસોને હુન્નર ઉદ્યોગમાં વળગાડવાં જોઇએ. મદદ તો આંધળાં-લૂલાં, નિરાધારને વાસ્તે છે. ખાઇપીને લાલમાતેલ. જેવા થયા હોય તેમને માટે નથી; માટે આવા ધારા ઓથી જ્યાંસુધી દરેક જ્ઞાતિ પોતાના પુરોહિત ઉપર જ્ઞાતિનાં બાળકોને કેળવણી આપવા માટે ફરજ નહીં પાડે, ત્યાંસુધી કેળવણીના આશા છોડી દેવી. આગળનાં શાસ્ત્રો અને ઇતિહાસો જોશો, તો જણાશે કે આપણા આર્યાવર્તમાં એટલો બધો કેળવણીનો પ્રસાર હતો, કે બ્રાહ્મણ રૂપ મુનિઓના આશ્રમો ઠામોઠામ નદી, પર્વત, કે અરણ્યમાં નજરે પડતા હતા. તેમના યોગ્ય શિષ્યો—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર—આ

ચારે વર્ણનાં બાળકોથી ઉભરાઈ જતા હતા, અને વેદઘોષના પડઘા અને યજ્ઞના ધુમાડા ચાલુ ગગને ચડતા રહેતા હતા. જેમકે:-

**यथेमां वाचं कल्याणी मा वदानि जनेभ्य: । ब्रह्म-राजन्याभ्याᳬं शूद्राय चार्याय च स्वाय चारणाय ॥**

**यजु० अ० २६।२ ॥**

અર્થ:-પરમેશ્વર કહે છે કે જેમ હું સર્વ મનુષ્યોને માટે આ સંસારના અને મુકિતના સુખને આપનારી ૠગ્વેદાદિ ચાર વેદોની વાણીનો ઉપદેશ કરૂં છું, તેમ તમે પણ કર્યા કરો. પરમેશ્વર સ્વયં કહે છે કે મેં બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્રો તથા તેમના નોકરચાકર, સ્ત્રી, તેમ અતિશૂદ્રોને માટે પણ વેદનો પ્રકાશ કર્યો છે, માટે સર્વ મનુષ્યોએ વેદ ભણી-ભણાવી, વિજ્ઞાન વધારી, સારી વાતનું ગ્રહણ અને ખરાબ વાતનું વર્જન ( ત્યાગ ) કરી, દુ:ખોને દૂર કરી આનંદને પ્રાપ્ત કરવો. આ પ્રમાણે પરમાત્માનો ઉપદેશ છે. છતાં પણ બ્રાહ્મણો કે જેઓએ પૂરતું વેદાદિ શાસ્ત્રોનું અ-

ओ३म्

# ॥ अथ ब्रह्मयज्ञः ॥

## સાર્થ વેદોક્ત સંધ્યાવિધિ.

### પ્રાતઃ સંધ્યાવિધિ પ્રારંભ.

સ્ત્રીપુરૂષોએ દશ ઘડી રાત્રે, એટલે કે રાત્રે દશ વાગે, શયન કરવા જવું, અને પ્રભાતમાં બેત્રણ વાગે નિરાલસ્યપણે ઉઠી, શરીર શુદ્ધ કરી, અર્થાત્ શૌચ, દંતધાવન, મુખપ્રક્ષાલન આદિ સ્નાનસુધીનાં સર્વ કર્ત્તવ્ય-કાર્યોથી નિવૃત્ત થઇ, **બ્રહ્મયજ્ઞ** અર્થાત્ સંધ્યોપાસનાનો આરંભ નીચે કહ્યા મુજબ કરવો:-

શુદ્ધ સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, અને શિખાબંધન કરી, પ્રાતઃ તેમજ સાયં બેઉ કાલે શુદ્ધ, એકાંત, સૌગંધુક[1] હવાવાળા સ્થલે જઇ, પૂર્વ દિશા

૧. અનુકૂળતા હોય તો ચંદન, ધુપ, અગર, તગર, અને એવીજ બીજી સુવાસિક ચીજોનો ભૂકો બાળી હવા સૌગંધિક કરવી.

તરફનું મોઢું કરી શુદ્ધ આસનપર[1] બેસવું; અને સામે શુદ્ધ થંડા જલથી ભરેલું પાત્ર રાખી તેમાંથી અંગુઠા સહિત જમણા હાથની અંજલીમાં થોડું પાણી લઇ, હાથની ખૂણી ખાંધાની બ્હાર ન જાય તેવી રીતે રાખી સીધો મોઢાસામે હાથ ધરી,

ॐ अमृतो पस्तरण मसि स्वाहा ॥ १ ॥
ॐ अमृतो पिधान मसि स्वाहा ॥ २ ॥
ॐ सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥३॥

આ ત્રણ ઋગ્વેદ સૂત્રોક્ત મંત્રોથી, પ્રત્યેક મંત્ર પૂરો થતાં એકેક એમ એકંદરે ત્રણ આચમન, હસ્તાંજલીના મૂલ અને મધ્યમાં હોઠ લગાડી, કરવાં; બાદ

ॐ वाङ् मऽआसेऽस्तु ॥ १ ॥ [આથી મુખને.]
ॐ नसोर्मे प्राणोऽस्तु ॥२॥ [આથી બેઉ નાકસુરાંને.]
ॐ अक्ष्णोर्मे चक्षुरस्तु ॥३॥ [આથી બેઉ નેત્રોને.]

---

૧. બેસવાનું આસન શુદ્ધ વનસ્પતિનું એટલે લાકડાનું (પાટલો) અથવા તો દર્ભનું હોવું જોઈએ. અશુધ્ધ એટલે ચામડાનું ન હોવું જોઇએ.

ॐ **कर्णयोर्मे श्रोत्रमस्तु** ॥४॥ [આથી બેઉ કાનને.]
ॐ **बाह्वोर्मे बलमस्तु** ॥५॥ [આથી બેઉ બાહૂ (ખાંધા)ને.]
ॐ **ऊर्व्वोर्मेऽओजोऽस्तु** ॥६॥ [આથી બેઉ જંઘાને.]
ॐ **अरिष्टानि मेऽङ्गानि तनुस्तन्वा मे सहसन्तु** ॥७॥
[આથી શરીરનાં સર્વ અંગોને.]

આ પ્રમાણે પ્રત્યેક મંત્રથી મુખ કર્ણાદિ ઇંદ્રિયોને પાણીનો સ્પર્શ કરવો. બાદ નીચે મુજબ પ્રાણાયામ કરવોઃ-

નાભિની (દૂંટીની) નીચેની મૂલેંદ્રિથી બહુ ધીમે ધીમે અપાન વાયુને નાભિ પ્રદેશમાં લાવવો; અને ત્યાંથી એ અપાન વાયુને ત્યાંના સમાન વાયુ સાથે હૃદયમાં લાવવો. બાદ આ બેઉ વાયુ અને ત્રીજો હૃદયમાંનો પ્રાણવાયુ-એ ત્રણેને હૃદયમાંથી ઉપર ખેંચી નાસિકાદ્વારા બહુ જોરથી બ્હાર કાઢી નાંખવા; અર્થાત્ અત્યંત ઉલટી થાય તે વખતે જેમ જોરથી મુખમાંથી અન્ન બ્હાર પડે છે તેમ શરીરમાંનો વાયુ નાસિકાદ્વારા બ્હાર કાઢવો અને બ્હારનો વાયુ બની શકે ત્યાંસુધી અંદર ન લેતાં,

ॐ भूः ।१। ॐ स्वः ।३। ॐ जनः।५।
ॐ भुवः।२। ॐ मः ।४। ॐ तपः।६। ॐ सत्यं ।७।

આ સાત પ્રાણાયામ મંત્રોનો મનમાં પાઠ કરવો અને શ્વાસ ન લેવાને લીધે જ્યારે હૃદયમાં અત્યંત ગભરામણ થાય ત્યારે બ્હારનો વાયુ ધીમે ધીમે અંદર લેવો. આ મુજબ ઓછામાં ઓછાં ત્રણ અને વધુમાં વધુ એકવીસ* પ્રાણાયામ કરવા. બાદ,

નીચેનો મંત્ર એક વખતે બોલીને હાથમાં જળ લઇને આચમન કરવું. તેજ પ્રમાણે બીજી અને ત્રીજી વખતે હાથમાં જળ લઇને એ મંત્ર બોલી ત્રણ વખત આચમન કરવાં.

---

* આમુજબ એકવીસ પ્રાણાયામ કરવાથી પ્રાણવાયુ સ્થિર થઈ ચિત્ત પણ સ્થિર થાય છે, બુદ્ધિ અને જ્ઞાન વૃદ્ધિંગત થઈ ગહન વિષય સમજાય એવી શકિત આવે છે. શારીરિક બલ અને પરાક્રમની વૃદ્ધિ થાય છે, અને વીર્ય પણ સ્થિર રહે છે. તેમજ માનસિક શકિત તીવ્ર અને પ્રફુલ્લિત રહી સ્મરણશક્તિ વધે છે.

## ॥ अथाचमनमन्त्रः ॥

ओ३म् शन्नोदेवी रभिष्टय आपो भवन्तु पीतये। शंय्यो रभि स्रवन्तु नः ॥ यजु० अ० ३६ ॥

સર્વનો પ્રકાશ અને સર્વવ્યાપક ઈશ્વર, મનોવાંછિત આનંદને વાસ્તે અને પૂર્ણાનંદની પ્રાપ્તિને માટે અમને કલ્યાણકારી થાઓ તથા અમારા ઉપર સુખની વૃષ્ટિ કરો.

નીચે પ્રમાણે બોલીને દરેક ઇંદ્રિને જમણા હાથની વચલી આંગળીની સાથેની બે આંગળીઓથી સ્પર્શ કરવો-એટલા માટે કે પરમેશ્વર ઇંદ્રિઓને બલિષ્ઠ કરે.

## ॥ अथेन्द्रियस्पर्शः ॥

ॐ वाक् वाक् । (આથી મુખને બેઉ છેડે.)
ॐ प्राणः प्राणः । (આથી બેઉ નસકોરાંને.)
ॐ चक्षुः चक्षुः । (આથી બેઉ નેત્રોને.)
ॐ श्रोत्रं श्रोत्रं । (આથી બેઉ કાનને.)
ॐ नाभिः । (આથી દૂંટીએ.)

ॐ **हृदयम्** । (આથી હૃદયે.)
ॐ **कण्ठः** । (આથી કંઠે.)
ॐ **शिरः** । (આથી મસ્તકે.)
ॐ **बाहुभ्यां यशो बलम्** । (આથી બેઉ બાહૂને.)
ॐ **करतलकरपृष्ठे** ॥ (આથી બેઉ હાથની હથેળી અને ઉપરના ભાગને-જમણા હાથની હાથેળીમાં ડાબા હાથનો ભાગ અને ડાબા હાથની હથેળીમાં જમણા હાથનો ઉપરનો ભાગ અવરનવર કરી) પ્રત્યેક મંત્રથી નેત્રકર્ણાદિ ઇંદ્રિઓને પાણીનો સ્પર્શ કરવો.

અર્થઃ–હે પરમાત્મા! મારી વાણી અને જીભ શુભ બોલનારી થાઓ, મારી બન્ને આંખો પવિત્ર ભાવથી દેખો, મારા બન્ને કાન હમેશાં શુભ-મંગલ-ભાષણને સાંભળો, મારી નાભિ, હૃદય, કંઠ, શિર–એ સર્વે પોતપોતાનું શુભ કામ કરો, અને મારામાં બન્ને ભુજાઓ અને હાથથી દુષ્ટ લોકોને દૂર રાખવાનું અને શ્રેષ્ઠ લોકોનું પાલન કરી યશ અને બળની પ્રાપ્તિ કરવાનું સામર્થ્ય આવો.

ઓં ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ જનઃ તપઃ સત્યમ્ એ સર્વે નામ બ્રહ્મનાં છે તેનો અર્થ વિચારીને

ડાબા હાથમાં જળ લઇને જમણા હાથની ટચલી આં-
ગળીની જોડેની બે આંગળીઓનાં ટેરવાં તે જળને
અરાડીને નીચે લખ્યા પ્રમાણે ઇંદ્રિઓનું માર્જન કરવું.

॥ अथेश्वरप्रार्थनापूर्वकमार्ज्जनमन्त्रः ॥

ॐ भूः पुनातु शिरसि । (આથી મસ્તકને.)
ॐ भुवः पुनातु नेत्रयोः । (આથી બેઉ નેત્રોને.)
ॐ स्वः पुनातु कण्ठे । (આથી કંઠને.)
ॐ महः पुनातु हृदये । (આથી હૃદયને.)
ॐ जनः पुनातु नाभ्याम् । (આથી નાભિને.)
ॐ तपः पुनातु पादयोः । (આથી બેઉ પગને.)
ॐ सत्यं पुनातु पुनश्शिरसि । (આથી પુનઃ શિર-પ્રદેશને.)
ॐ खं ब्रह्म पुनातु सर्वत्र ॥ (આથી આખા અંગપર.)

અર્થઃ—પ્રાણોના પ્રાણ પરમાત્મા ! અમારાં સર્વ પૂર્વોક્ત અંગો અને પ્રત્યંગોને આપ પવિત્ર કરો અર્થાત્ દુષ્ટ કર્મોથી દૂર કરી શુભ કર્મોમાં પ્રેરો.

પછી નીચેના મંત્રથી પ્રાણાયામ કરવો, અર્થાત્ અંદરના વાયુને નાસિકા વાટે બ્હાર કાઢીને યથાશકિત

બહાર રોકી રાખવો; પછી અંદર લઇને તેને યથાશકિત અંદર રોકવો. એમ ઓછામાં ઓછા ત્રણવાર કરવું. જેટલો વખત શ્વાસને બહાર અને અંદર રોકાય તેટલો વખત નીચેનો મંત્ર અર્થ-વિચાર સહિત મનમાં જપતા રહેવું.

ॐ भूः। ॐ भुवः। ॐ स्वः। ॐ महः। ॐ जनः। ॐ तपः। ॐ सत्यम्॥ तै० प्र० अनु० २७॥

એ પછી નીચે લખેલા અઘમર્ષણ (પાપને દૂર કરનાર) મંત્રો વડે પરમાત્માની સ્તુતિ કરવી.

ओ३म् ऋतञ्च सत्यञ्चा भीद्धात्तपसोऽध्यजायत। ततो रात्र्यजायत। ततः समुद्रो अर्णवः ॥१॥ समुद्रादर्णवादधि संवत्सरो अजायत। अहो रात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥ सूर्य्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्। दिवञ्च पृथिवीञ्चान्तरिक्ष मथो स्वः ॥ ३ ॥ ऋ० मं० १० सू० १९० ॥

અર્થ:—હું તે પૂર્ણ પરમાત્માનું ધ્યાન કરૂં છું કે જે અનન્તજ્ઞાનમય પરમેશ્વરના સામર્થ્યથી સર્વ વિદ્યાના ભંડારરૂપ વેદશાસ્ત્ર અને ત્રિગુણાત્મક અર્થાત્ સત્, રજ

અને તમ કારણરૂપ પ્રકૃતિ કાર્યરૂપ થઇને પૂર્વકલ્પની માફક ઉત્પન્ન થયાં છે. એજ ઇશ્વરના સામર્થ્યથી મહારાત્રી, જે પ્રલય પછી હજાર ચતુર્યુગ સુધી રહે છે, તે પણ ઉત્પન્ન થઇ છે. એજ પરમાત્માથી પૃથ્વી અને મેઘમંડળ તથા મહાસમુદ્રની ઉત્પત્તિ થઇ અને તે પછી પૂર્વસૃષ્ટિની માફક સંવત્સર ઉત્પન્ન થયાં; સર્વને વશ કરનાર ઇશ્વરે સહજ સ્વભાવથી જગત્નાં રાત્રિ, દિવસ, ઘડી, પળ, અને ક્ષણાદિ પ્રથમની માફક રચ્યાં છે. સૂર્ય અને ચંદ્રને સર્વ જગત્ના ધારણ અને પોષણ કરનારે પૂર્વકલ્પની માફક રચ્યા છે; અને સૂર્ય આદિ લોકોના પ્રકાશ, પૃથ્વી અને સૂર્યલોકની વચમાં જે લોક છે તથા આકાશની વચમાં જેટલા લોક છે તેમને પણ ઇશ્વિરે પૂર્વપ્રમાણે રચ્યાં છે.

તાત્પર્ય એ છે કે,--આકાશથી લઇને પૃથ્વી પર્યંત જે આ જગત્ છે તે સર્વ ઇશ્વરના નિત્ય સામર્થ્યથી પ્રકાશિત થયેલું છે. અને ઇશ્વિર વ્યાપક રહીને અંતર્યામી રૂપથી સર્વનાં પાપપુણ્યને દેખી, પક્ષપાત છોડી, સર્વેને યથાવત્ ફળ આપે છે; એવું નિશ્ચિત જાણીને,

ઇશ્વરથી ડરીને, સર્વ માણસોએ કદી મન, વચન, અને કર્મથી પાપ ન કરવું.

ઉપર પ્રમાણે અઘમર્ષણ કર્યા પછી "शन्नोदेवी" મંત્રથી ફરીથી ત્રણ વખત આચમન કરવું અને ગાયત્રીને અર્થ સાથે વિચારી પરમેશ્વરનું ચિંતવન કરવું.

એ પ્રમાણે થઇ રહ્યા પછી નીચે પ્રમાણે મનસા-પરિક્રમાના મંત્રથી ( પરમેશ્વરને સર્વ દિશામાં જાણીને ) દરેક દિશા તરફ હાથ જોડી ઊભા રહી પરમાત્માનું ચિંતવન કરવું.

## ॥ अथ मनसापरिक्रमामन्त्राः ॥

**ओं प्राची दिगग्निरधिपति रसितो रक्षितादित्या इषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु । योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ १ ॥**

અર્થ—પૂર્વ દિશામાં જે અગ્નિ, જ્ઞાનસ્વરૂપ અધિપતિ, સર્વ જગતનો સ્વામી, બંધન રહિત, રક્ષા કરનારો છે અને જેનાં બાણ સૂર્ય-આદિત્ય-નાં કિરણ છે,

એ સર્વ ગુણોના અધિપતિ ઇશ્વરને અમે વારં-વાર નમન કરીયે છીએ; જે ઇશ્વરના ગુણુ અને તેના રચેલા પદાર્થ જગત્‌ની રક્ષા કરનાર છે અને પાપીઓને બાણુ સમાન પીડા કરનાર છે, તેને અમે વંદન કરીએ છીએ; કારણ કે જે પ્રાણી અજ્ઞાનથી ધાર્મિક પુરૂષનો દ્વેષ કરે છે તેની બુરાઇ બાણુરૂપી કિરણોના મુખની વચ્ચે તે બાળી નાંખે છે: કે જેથી અમે કોઇની સાથે વેર ન કરીએ અને સર્વ લોક પરસ્પર મિત્રતાથી વર્તીએ.

**दक्षिणा दिगिन्द्रोऽधिपतिस्तिरश्चिराजी रक्षिता पितर इषवः। तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ २ ॥**

અર્થ—દક્ષિણ દિશાનો અધિપતિ ઇંદ્ર, કે જે પૂર્ણ ઐશ્વર્ય વાળો છે, જે કીટ, પતંગ, વૃશ્ચિક, વગેરે જે તિર્યક કહેવાય છે તેમની જાતથી રક્ષણ કરનારો પરમેશ્વર છે, જેનાં બાણુની માફક સૃષ્ટિમાં જ્ઞાની લોક છે, તેને અમે વંદન કરીએ છીએ.

प्रतीचीदिग्वरुणोऽधिपतिः पृदाकू रक्षिताऽन्न
मिषवः। तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम
इषुभ्यो नम एभ्यो अस्तु। योऽस्मान् द्वेष्टि यं
वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ ३ ॥

અર્થ--જે પશ્ચિમ દિશા અર્થાત્ આપણી પુંઠના ભાગે છે ત્યાં વરૂણ, જે સર્વથી ઉત્તમ-સર્વનો રાજા છે, જે મોટા અજગર અને સાપ આદિ ઝેરી પ્રાણીઓથી રક્ષા કરનારો છે, જેના અન્ન અર્થાત્ પૃથિવ્યાદિ પદાર્થ, બાણોની માફક, શ્રેષ્ઠોની રક્ષા અને દુષ્ટોના તાડનનું નિમિત્ત છે, તે પરમેશ્વરને અમે વંદીએ છીએ.

उदीची दिक्सोमोधिपतिः स्वजो रक्षिता शनि-
रिषवः। तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षि-
तृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। योऽस्मान्द्वेष्टि
यं वयं दिष्मस्तं वो जम्भे दध्मः ॥ ४ ॥

અર્થ--ઉત્તર દિશામાં સોમ અર્થાત્ શાન્ત્યાદિ ગુણોથી આનંદ કરાવનારો જગદીશ્વર, જે અજન્મા

અને રક્ષા કરનારો છે અને જેનાં બાણ વીજળી છે, તે સર્વાંતર્યામી પરમેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ.

ध्रुवादिग्विष्णु रधिपतिः कल्माषग्रीवोरक्षिता वीरुध इषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु । योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ ५ ॥

અર્થ:—ધ્રુવ દિશા જે આપણી નીચે છે તેમાં વિષ્ણુ અર્થાત્ વ્યાપક નામથી પરમાત્મા, કે જેનાં લીલા રંગવાળાં વૃક્ષાદિ ગ્રીવાની માફક છે, જેનાં બાણની માફક સર્વે વૃક્ષ છે, તે અમારી અધોદશામાં અમારી રક્ષા કરે, તે સારૂ અમે તે પરમેશ્વરને નમન કરીએ છીએ.

ऊर्ध्वा दिग्बृहस्पतिरधिपतिः श्वित्रो रक्षिता वर्षमिषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु । योऽस्मान् द्वेष्टि यं वयं दिष्मस्तं वो जम्भे दध्मः ॥ ६ ॥ अथर्व० कां० ३ ॥ सू० २७ ॥ मं० १-६॥

અર્થઃ—જે ઊર્ધ્વ અર્થાત્ ઉપરની દિશામાં બૃહસ્પતિ જે વાણીનો સ્વામી છે તેને અમારો રક્ષક જાણી તેનાં બાણુની માફક વર્ષાનાં જે બિંદુ છે તેનાથી અમારી રક્ષા કરો એવી ઇચ્છાથી અમે પરમેશ્વરને નમીએ છીએ.

## ॥ अथोपस्थानमन्त्राः ॥

ॐ जातवेदसे सुनवाम सोममरातिं यतो निदहाति वेदः । स नः पर्षदति दुर्गाणि विश्वा नावेव सिंधुं दुरितात्यग्निः ॥

ॐ उद्वयन्तमसस्परि स्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्य्यमगन्म ज्योतिरुत्तमम् ॥ १ ॥
॥ १ ॥ य० अ० ३६ ॥ मं० २४ ॥

અર્થઃ—સર્વ અંધકારથી પૃથક્, પ્રકાશસ્વરૂપ, વર્તમાન દેવોના દેવ, અર્થાત્ પ્રલય પછી સદા પ્રકાશ કરવાવાળામાં પ્રકાશક, ચરાચરના આત્મા, જ્ઞાનસ્વરૂપ અને સર્વથી ઉત્તમ આપને પ્રાપ્ત થવાને અમે પ્રાર્થના કરીએ છીએ. આપ કૃપા કરીને શીઘ્ર પ્રાપ્ત થાઓ, કારણ કે આપજ અમારા રક્ષક છે.

**ॐ उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः। दृशे-विश्वाय सूर्य्यम् ॥ २ ॥ य० अ० ३३ मं. ३७ ॥**

અર્થ—જેનાથી ઋગ્વેદાદિ ચાર વેદ પ્રસિદ્ધ થયા છે અને જે પ્રકૃતિ આદિ સર્વ જુગમાં વ્યાપી રહેલો છે, જે સર્વ જગત્નો ઉત્પાદક છે, તે પરમેશ્વર જાત-વેદ નામથી પ્રસિદ્ધ છે, જે સર્વ દેવોનો દેવ અને સર્વ જીવાદિ જગત્નો પ્રકાશક છે, તે પરમાત્માની, વિશ્વ-વિદ્યાની પ્રાપ્તિને માટે, અમે ઉપાસના કરીએ છીએ, જેને (**केतवः**) વેદની શ્રુતિ જગત્ના જુદી જુદી રચનાદિ નિયામક ગુણ જણાવે છે અને પ્રાપ્ત કરે છે.

**चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुण-स्याग्नेः। आप्राद्यावा पृथिवी अन्तरिक्ष ँ सूर्य्य आत्मा जगतस्तस्थुषश्च स्वाहा ॥३॥ य० अ० १३। मं० ४६ ॥**

અર્થ—પ્રાણી અને જડ જગત્નો જે આત્મા છે તેને સૂર્ય કહે છે. જે સૂર્ય તથા બીજા સર્વ લોકોને બનાવીને તેમનું ધારણ તથા રક્ષણ કરનારો છે, જે મિત્ર

અર્થાત્ રાગદ્વેષ રહિત, મનુષ્ય તથા સૂર્યલોક અને પ્રાણના ચક્ષુ પ્રકાશ કરનારો છે, સર્વ ઉત્તમ કર્મોમાં જે વર્તમાન છે, પ્રાણ, અપાન, અને અગ્નિનો પ્રકાશ કરનારો છે, જે અદ્‌ભુત સ્વરૂપ વિદ્વાનોના હૃદયમાં સદા પ્રકાશી રહે છે, જે સકળ મનુષ્યોનાં સર્વ દુઃખ નાશ કરવા સારૂ પરમોત્તમ બળ છે, તે પરમેશ્વર અમારા હૃદયોમાં યથાવત્ પ્રકાશિત રહો.

**तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शत ँ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥४॥ य०अ०३६मं०२४॥**

અર્થઃ—જે સર્વનો દ્રષ્ટા, ધાર્મિક વિદ્વાનોનો પરમ હિતકારક તથા સૃષ્ટિની પૂર્વ અને પછી તથા મધ્ય સત્ય સ્વરૂપથી વર્તમાન રહે છે અને સર્વ જગત્‌નો રચનારો છે, તે બ્રહ્મને અમે સો વર્ષ સુધી જોઇએ, જીવીએ, સાંભળીએ, તેનો ઉપદેશ કરીએ અને તેની કૃપાથી કોઇને આધીન ન થઇએ, એ પરમેશ્વરની આજ્ઞાપાલન અને કૃપાથી સો વર્ષ ઉપરાંત પણ અમે

દેખીએ, જીવીએ, સાંભળીએ, સંભળાવીએ અને સ્વતંત્ર રહીએ; અર્થાત્ અમારો આત્મા સદા આરોગ્ય શરીર, દૃઢેન્દ્રિય, શુદ્ધ મન અને આનન્દસહિત રહો. ॥૪॥

## ॥ अथ गुरुमन्त्रः ॥

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो योनः प्रचोदयात् ॥ य० अ० ३६ । मं ३ ॥ ऋ० मं० ३० । सू० ६२ । मं० १० ॥ (આ મંત્ર ચારે વેદોમાં સરખો છે.)

અર્થ:—ओ३म् એ પરમેશ્વરનું મુખ્ય નામ છે; (भूः) જે સમ્પૂર્ણ દેહધારીઓનો પ્રાણદાતા તથા પ્રાણોથી પણ પ્રિય છે; (भुवः) જે ધર્માત્માઓના ક્લેશોનું નિવારણ કરે છે; (स्वः) જે સુખસ્વરૂપ છે; તે પરબ્રહ્મ પરમાત્માને, કે જે સર્વ જગતનો ઉત્પાદક અને પાલક છે, જે ગ્રહણ કરવાને યોગ્ય છે, તેજ-સ્વરૂપ છે, તે દેવ જગદીશ્વરનું અમે ધ્યાન ધરીએ છીએ. પરમેશ્વર અમારી બુદ્ધિને શ્રેષ્ઠ કામોમાં પ્રેરિત અને આકર્ષિત કરો.

તાત્પર્ય—જે પરબ્રહ્મ પરમાત્માનું મુખ્ય સર્વોત્તમ નામ ઓંકાર છે, જે સઘળાં જંતુઓનો પ્રાણદાતા તથા પ્રાણથી પણ પ્રિય છે, જે સજ્જનોનાં દુ:ખોને દૂર કરીને નિત્ય આનંદમાં રાખે છે, જે સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન્ છે, જે અનન્ત બ્રહ્માંડોનું તથા તેની અંતર્ગત સંપૂર્ણ વસ્તુઓનું આદિકારણ, પાલક તથા લયકારક છે, જે અત્યંત ગ્રહણ કરવા યોગ્ય છે, તે સચ્ચિદાનન્દ સ્વરૂપ, નિરંજન, નિરાકાર, નિરાધાર, નિર્વિકાર, અધર્મોદ્ધારક, ધર્માર્થકામ અને મોક્ષને આપનારો છે, તેનુંજ અમે ધ્યાન કરીએ છીએ, કે જેથી તે અમારી બુદ્ધિને દુરાચારથી છોડવીને સદાચારમાં સ્થિર કરે.

એ પ્રકારથી સર્વ મંત્રોના અર્થોથી પરમેશ્વરની સમ્યક્ ઉપાસના કરીને પછી સમર્પણ કરવું, કે હે ઇશ્વર દયાનિધે! આપની કૃપાથી જે જે ઉત્તમ કામ અમે કરીએ છીએ, તે સર્વ આપને અર્પણ છે; જેથી અમે આપને પ્રાપ્ત થઇને ધર્મ-જે સત્ય ન્યાયનું આચરણ કરવાનું કહેછે, અર્થ-જે ધર્મથી પદાર્થોની પ્રાપ્તિ કરવાનું સાધન છે, કામ-જે ધર્મ અને અર્થથી

ઇષ્ટ ભોગોનું સેવન કરવાનું સાધન છે, અને મોક્ષ-કે જે સર્વ દુઃખોથી છુટી સદા આનંદમાં રાખનારૂં છે; એ ચારે પદાર્થોની અમને શીઘ્ર પ્રાપ્તિ થાઓ.

## ॥ समर्पणमन्त्रः ॥

**नमः शम्भवाय च मयो भवाय च नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥ य० अ० १६ मं० ४१ ॥**

અર્થ—જે સુખસ્વરૂપ, સંસારનાં ઉત્તમ સુખોને આપનારો, કલ્યાણનો કરનારો, મોક્ષસ્વરૂપ, ધર્મયુક્ત કર્મોનેજ કરાવનારો, પોતાના ભકતોને સુખનો આપનારો અને ધર્મનાં કામો કરાવનારો, અત્યંત મંગલ સ્વરૂપ અને ધાર્મિક મનુષ્યોને મોક્ષ તથા સુખનો આપનારો છે, તેને અમારા વારંવાર પ્રણામ છે.

---

## સાયં સંધ્યાવિધિ પ્રારંભ.

સૂર્યોદય પહેલાં ઉપર કહ્યાપ્રમાણે બ્રહ્મયજ્ઞાંતર્ગત સંધ્યાવિધિ આટોપી, પછી આપણા પ્રાપંચિક

ગૃહકૃત્યમાં અર્થાત્ ઉદરનિર્વાહપ્રાપ્તિના કિંવા સાર્વજનિક પરોપકારના (જેવી જેની આવશ્યકતા અને અનુકૂલતા હોય તે પ્રમાણે) ઉદ્યોગધંધે લાગી સાયંકાળે જરા પ્રકાશ હોય ત્યારે પુનઃ સંધ્યોપાસન અર્થાત્ જગન્નિયંતા પરમાત્માની સ્તુતિ, ઉપાસના અને પ્રાર્થના કરવી. પ્રથમ શુદ્ધ સ્નાન અને શુદ્ધ વસ્ત્ર પહેરી, શીખાબંધન કરી, સુગંધ અને હવાવાળાં સ્થલે શુદ્ધ આસનપર પશ્ચિમ, વાયવ્ય કિંવા ઉત્તરાભિમુખે બેસવું અને ઉપર કહેલી "પ્રાતઃ સંધ્યાવિધિ" પ્રમાણે આચમન, ઇંદ્રિય-સ્પર્શ, પ્રાણાયામાદિ સર્વ વિધિ આટોપવી. બાદ આપણાં ઉદરનિર્વાહ કિંવા પરોપકાર વગેરે કર્ત્તવ્યમાં લાગવું અને રાત્રે-આગળ કહ્યા મુજબ-દશ વાગે શયન કરવું, અર્થાત્ તે પહેલાં સૂવું નહીં. શયનકાલની મર્યાદા $\frac{1}{4}$ કરતાં-એટલે આખા દિવસના ચોવીશ કલાક લેખતાં છ કલાક કરતાં-વધુ ન હોવી જોઇએ. આ મુજબ શયન કરી, પ્રાતઃ સંધ્યાવિધિમાં લખ્યા મુજબ પ્રભાતના પ્હોરમાં ઉઠી, પૂર્વવત્ નિત્ય કર્ત્તવ્યકર્મ કરવું.

સાયં-સંધ્યા અને પ્રાતઃ-સંધ્યા એ ઇશ્વર સ્તુતિ, ઉપાસના અને પ્રાર્થના છે. તેમાં શાસ્ત્રદષ્ટિયે કંઇ ભેદ નથી; અને ભેદ હોવો એ તર્ક અને યુક્તિથી શૂન્ય પણ છે. હવે પ્રાતઃકાળે પૂર્વાભિમુખ અને સાયંકાળે પશ્ચિમાભિમુખ થઇ બેસવું એ જે દિશાવલોકન ભેદ કહ્યો તેનો ઉદ્દેશ અને તર્કાર્થ એટલોજ છે કે સંધ્યા કરનાર સ્ત્રીપુરૂષને સમયનું જ્ઞાન થાય. પ્રાતઃકાળે સૂર્યોદયનો કાળ પૂર્વ દિશાના રંગ-લક્ષણ-પરથી અને સંધ્યાકાળે સૂર્યાસ્તનો કાળ પશ્ચિમ દિશાના રંગ-લક્ષણપરથી જણાઇ આવે છે. તાત્પર્ય એજ કે સાંપ્રત મનુષ્યકૃત સમયસૂચક ઘડીયાળની માફક પૂર્વ પશ્ચિમ દિશાવલોકન એ સૃષ્ટિજન્ય વેળાદર્શક સાધન (યંત્ર)જ છે. શિવાય પ્રાતઃકાળે પૂર્વનો અને સાયંકાળે પશ્ચિમનો વાયુ પ્રાણાયામ વિધિને હિતાવહ હોવાથી એ દિશાઓની યોજના કરી છે.

સાયં અને પ્રાતઃ સંધ્યા કર્યા બાદ હવા શુદ્ધિ કરવા ચંદન, ધૂપ, અગર, તગર આદિ સુગંધ; ઘી, દુધાદિ પુષ્ટ; ગોળ, સાકરાદિ મિષ્ટ અને સોમલતાદિ

ઔષધિ અને રોગનાશક-બુદ્ધિ, વૃદ્ધિ, શૂરતા, ધીરતા, બળ અને આરોગ્ય આપનાર-ગુણયુક્ત પદાર્થોથી હોમ અર્થાત્ અગ્નિહોત્રની યોજના કરેલી છે, જેની વિધિ આગળ આપી છે.

**સાયં સંધ્યાવિધિ સમાપ્ત.**

---

# પૂર્વોક્ત સંધ્યામાં આવેલા મંત્રોનું

## શબ્દાર્થસહિત ભાષાંતર.

આચમન, ઇંદ્રિયસ્પર્શ, પ્રાણાયામાદિ મંત્રોના શબ્દાર્થ અને એકંદર ભાવાર્થ તે તે મંત્રોની નીચે લખ્યો છે. તથાપિ એ મંત્રોમાં વારંવાર આવનારા સ્વતંત્ર શબ્દોના ફક્ત અર્થ પૃથક્ આપવા આવશ્યક લાગવાથી તે અમે આ પુસ્તકના વાંચનારાઓની સગવડ સારૂ અત્રે આપીયે છીયે:-

(૧) પ્રત્યેક મંત્રની શરૂઆતમાં **ओ३म्*** (ॐ)

---

*પ્લુત (-હ્રસ્વ ત્રિગુણિત) દર્શક આ ॐ શબ્દને **ओ३म्** લખવાની પ્રાચીન વૈદિક પ્રણાલી છે. અર્વાચીન પૌરાણિક તંત્રાદિ ગ્રંથોમાં તે શબ્દ ॐના ચિન્હથી લખવામાં આવ્યો છે.

શબ્દની યોજના કરેલી છે. તેને 'પ્રણવ' સંજ્ઞા કહે છે. શબ્દ **ओ३म्** જગન્નિયંતા પરમેશ્વરના અનેક અદ્‌ભુત ગુણ અને અચિંત્ય શક્તિદર્શક હોઇ તેનું અત્યુત્તમ (સંક્ષિપ્ત) નામાભિધાન છે. આ શબ્દ **अ, उ, म्** એ ત્રણ વર્ણઅક્ષરથી થયેલો છે. આ પ્રત્યેક વર્ણાક્ષરમાં ઇશ્વરના અનેક નામાભિધાનનો સમાવેશ થાય છે.

અર્થાત્ **अ** થી વિરાટ્, અગ્નિ અને વિશ્વ; **उ** થી હિરણ્યગર્ભ, વાયુ અને તેજ; **म्** થી ઇશ્વર, આદિત્ય, પ્રજ્ઞાદિ. આ સર્વના ધાત્વર્થ સહિત અર્થ:—

વિરાટ્=(વિ ઉપસર્ગપૂર્વક राजृदीप्तौ ધાતુ) અનેક પ્રકારના ચરાચર જગત્‌ને પ્રકાશિત-ઉત્પન્ન કરનાર અગ્નિ=(अञ्चु गतिपूजनयो:) ધાતુ; એમાંથી ગતિના ત્રણ અર્થ: જ્ઞાન, ગમન અને પ્રાપ્તિ; (પૂજન=સત્કાર) જ્ઞાનસ્વરૂપ; સર્વજ્ઞ; જાણવાને, પ્રાપ્ત કરી લેવાને અને પૂજ્ય માનવાને યોગ્ય પરમાત્મા, વિશ્વ=(विश प्रवेशने ધાતુ) જેમાં આકાશાદિ સર્વ ભૂતતત્વો વાસ કરી રહ્યા છે કિંવા સર્વ તત્ત્વોમાં સદેવ

વ્યાપ્ય-જગત્‌નું આદિ કારણ-જ્ઞાનાનન્દમય हिरण्यगर्भ= (ज्योतिर्वै हिरण्यं तेजोवै हिरण्यं-શતપથ બ્રાહ્મણ. गर्भ= ઉત્પત્તિ, અધિકરણ) જેમાં સૂર્યચંદ્રાદિ પ્રકાશક લોક ઉત્પન્ન થઇ જેના આધારપર રહે છે અથવા સૂર્યાદિ તેજસ્વરૂપ પદાર્થોનું ગર્ભનામ 'નિવાસસ્થાન' પરમાત્મા. वायु=(वा गति गन्धनयोः । गन्धनं हिंसनं) જગત્‌નું ધારણ, જીવન અને પ્રલય કર્ત્તા-સર્વમાં બલવાન્. तेज=(तेज निशाने धातु) સ્વયં પ્રકાશક હોઇ, સૂર્યાદિને પ્રકાશ આપનાર, ईश्वर=(ईश ऐश्वर्ये धातु) સત્ય, જ્ઞાન, આનંદાદિ અનંત ઐશ્વર્યવાન્, જગત્‌નો શ્રેષ્ઠ ચાલક સ્વામી. आदित्य=(दो अव खंडने धातु; अदिति તદ્ધિત. अ ઉપસર્ગ પૂર્વક; अ-નહિ; दिति-નાશ.) વિનાશ રહિત. प्राज्ञ=(प्र ઉપસર્ગ પૂર્વક ज्ञा अपरोधाने धातु; प्रज्ञ તદ્ધિત) સ્વતઃ જ્ઞાનસ્વરૂપ હોઇ સર્વ જગત્‌ને યથાર્થ જાણનાર.*

---

* પુરાણો જેવા અર્વાચીન પુસ્તકોપરથી જે કેટલાક શબ્દોના અર્થ, ધાત્વર્થ છોડી, કલ્પિત અસંભવિત વાતોના અનુસંધાનાનુરૂપ, લોકોની જીભે ભળતાજ

એ પ્રમાણે **ઓ૩મ્** શબ્દનો અર્થ સર્વજ્ઞ, સર્વ-વ્યાપક, સર્વ-પૂજ્ય, સર્વ શક્તિમાન, સર્વૈશ્વર્યવાન, સ્વપ્રકાશક; પૃથ્વી, સૂર્ય, ચંદ્રાદિ અનેક બ્રહ્માંડ ગોલાત્મક, સકલ સૃષ્ટિ-ઉત્પાદક, અવિનાશી, નિરંજન, નિરાકાર, જ્ઞાનાનંદસ્વરૂપ પરમાત્મા પરમેશ્વર છે. એ સર્વે અર્થ ઓ૩મ્ શબ્દનો ઉચ્ચાર પ્લુત કરી મનથી સંબોધનાર્થે ધ્યાનમાં આણવા.*

---

ચઢી ગયા છે, તે શબ્દોના સત્યાર્થ વિશેષ ખાત્રીપૂર્વક લોકોની નજરે લાવવા સારૂજ તે તે શબ્દોના ધાત્વર્થ અને વિશેષ સ્પષ્ટીકરણ આપવું પડયું છે.

* આટલો અર્થ ધ્યાનમાં લાવવાસારૂ અવકાશ મળે એટલા માટે ૐ શબ્દનો ઉચ્ચાર પ્લુત અર્થાત ઉચ્ચારવાને જેટલો વખત લાગે તેના કરતાં ત્રણગણો વખત શાંત અને ગંભિરપણે બોલતાં લગાડવો. એવા નિયમને, અને વેદમંત્રોને પણ, તેના પૂર્ણ અર્થ ધ્યાનમાં રાખી, શાંતપણે, ધીમે ધીમે, બોલતા જવા.

(૨) **ભૂર્ભુવઃ સ્વઃ** એ મહા વ્યાહૃતિ સંજ્ઞા છે. આ ત્રણ વ્યાહૃતિ કેટલાક વેદમંત્રોના પ્રારંભમાંજ હોય છે. ગુરૂ (ગાયત્રી) મંત્રને પ્રારંભે વ્યાહૃતિ લગાડી તે મંત્ર બોલવો એવો નિયમ છે. એ વ્યાહૃતિનો અર્થઃ—

ભૂઃ । ભુવઃ। સ્વઃ । આ ત્રણ વ્યાહૃતિ. ભૂઃ=(भूरिति वै प्राणः) પ્રાણ અર્થાત્ જગત્માંનાં સર્વ પ્રાણીગોનો જીવનાધાર, પ્રાણથી પણ અત્યંત પ્રિય અને જેથી સર્વ ભૂત માત્ર ઉદ્ભવે છે તે પરમાત્મા, ભુવઃ= (भुवरित्यपानः) અપાન અર્થાત્ સધ્ધર્મી ભક્તજનોનાં દુઃખ દૂર કરી સર્વદા સુખમાં રાખનાર. સ્વઃ=(स्वरिति व्यानः) વ્યાન અર્થાત્ સર્વવ્યાપક હોઇ સર્વને નિયમમાં રાખનાર, સર્વના આધાર સુખાનંદસ્વરૂપ.

આ મુજબ વ્યાહૃતિઓનો અર્થ સર્વવ્યાપક, સર્વ ભૂતમાત્રનો ચાલક અને નિયામક, પ્રાણથી પણ અત્યંત પ્રિય, સજ્જન, મિત્ર, અને સુખદાયક, સુખાનંદ, જ્ઞાનસ્વરૂપ, પરમાત્મા છે; તે વ્યાહૃતિ ધીમે

ધીમે, શાંત અને ગંભીર સ્વરથી ઉચ્ચારતાં સંબો-
ધન અર્થમાં ધ્યાનમાં આણવી.

(૩) नः શબ્દ પ્રથમ પુરૂષ સર્વનામની બીજી, ચોથી, અને છઠ્ઠી વિભક્તિનું બહુવચન છે. તેના અર્થ અનુક્રમે અમને, અમારા સારૂ, અને અમારા થાય છે. સંધી થવાથી नः ને नो થાય છે.

(૪) स्वाहा શબ્દ આચમની અને આહુતિને અંતે ગ્રહણાર્થે યોજવામાં આવે છે. सु+आह કિંવા सु+हुतं-हूतं=સ્વાહા. सु=ઉત્તમ પ્રકારે; आह=आ×व्हे= આરાધિત; हुत=અર્પિત અર્થાત્ આરાધિત કિંવા અર્પિતકર્મ એટલે પ્રાર્થના-પૂર્વક આ સ્તુતિ અનુકુલ અને ફૂલદ્રુપ થાવ. બીજો અર્થ स्व+आह=પોતાની સત્ય ભાષણયુક્ત વાણી-વાચા-થાય છે. (નિરૂક્ત.)

હવે આચમનાદિ સંધ્યાના મંત્રોના ક્રમવાર અર્થ:-

**શબ્દાર્થ:**—अमृत=( अ ઉપસર્ગ પૂર્વક मृ=रोग मरण शून्य जीविते ) અવિનાશી-પરમાત્મા. उप स्तरणम्=(प=पूर्वकस्तृ अस्तरणे, आधारे) વિસ્તૃત આધાર.

असि=છે. [स्वाहा નો અર્થ પાછળ આપીજ ગયા છીયે.] ૧. अमृत । अपिधानं=ધારણ, રક્ષણ; असि । ૨. सत्यं=યથાર્થ ભાષણ, આચરણ અને સમજ. यश=જય. श्रीः=ઐશ્વર્ય. मयि=મારામાં. श्रीः=(श्रिञ्-સેવાયાં) સર્વ સેવનીય, પૂજ્ય. श्रयताम्=આશ્રય કરો-ધારણ કરો.

ભાવાર્થઃ—હે સૃષ્ટિકર્ત્તા, અવિનાશી, સર્વ પૂજ્ય પરમાત્મન્! આપ અમારા આધાર અને રક્ષક છો. યથાર્થ ભાષણ, આચરણ, અને સમજ; તેમજ યશ અને ઐશ્વર્ય સદા અમારામાં વાસ કરો. અમારી આ સ્તુતિ અને ઉપાસનાપૂર્વક પ્રાર્થના આપના પ્રસાદથી અમને ઉત્તમ રીતે ફલદ્રુપ થાવ.

(૨) ઇંદ્રિય જલ-સ્પર્શ. वाङ्म० ઇત્યાદિ મંત્રોના અર્થઃ—

શબ્દાર્થઃ—वाङ् (क्)=વાણી. म (मे)=મારી. आस्ये=મુખમાં. अस्तु=હો. ૨. अक्ष्णोः=ઉભય નેત્રોમાં. मे चक्षुः=જોવાની તીવ્ર શક્તિ. अस्तु=હો. ૩. कर्णयोः=

કાનમાં. मे श्रोत्रम्=સાંભળવાની શક્તિ. अस्तु. ૪.बाह्वो:= બેઉ બાહુમાં. मे बलम्=બલ, સામર્થ્ય. अस्तु. ૫. उर्वो:= બેઉ જાંગોમાં. ओजो=તેજ. ૬. अरिष्टानि=(अ પૂર્વક रिष्-हिंसायां) નિર્ભય, શુદ્ધ. मे+अंगानि=મારાં અંગમાં. तनु:=શરીર. तन्वा=શરીરથી. सन्तु=હોય.

**ભાવાર્થ**:—હે જગચ્ચાલક પરમાત્મન્! અમારી વાચા, નાક, નેત્રાદિ જ્ઞાનેંદ્રિયો અને હાથપગાદિ કર્મેંદ્રિયો સતેજ, સશક્ત, અને સદ્ધર્મ પ્રવર્તક રહો.

(૩) પ્રાણાયામ. ॐ भू:० ઇત્યાદિ ૭ મંત્રોનો અર્થ:—

**શબ્દાર્થ**:—भू: भुव: અને स्व: એ ત્રણે વ્યાહૃતિના અર્થ પાછળ આપી ગયા છીયે. मह:=(महरितिब्रह्म) સર્વથી મોટા-સર્વપૂજ્ય. जन:=( जन् उत्पादने ) સર્વ જગદુત્પાદક. तप:=( यस्य ज्ञानमयं तप:—ઉપનિષદ્.) દુષ્ટ સંતાપકારી અને જ્ઞાન સ્વરૂપ. सत्यं=(सत्-अस भुवि, હોવું) यदस्ति त्रिषु कालेषु न बाधते અર્થાત્ જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં નાશ પામતો નથી એવો-અવિનાશી પરમાત્મા.

ઇશ્વરના અનેક ગુણ અને શક્તિદર્શક આ સર્વે નામો છે. તેનાં ઉચ્ચારણ સમયે તેનો અર્થ ધ્યાનમાં લાવી ઇશ્વરમાં અનન્ય ભાવથી એકાગ્ર ચિત્ત લગાડવું.

(૪) **આચમન** शन्नोदेवी० આ વેદોક્ત મંત્રનો અર્થઃ—

**શબ્દાર્થઃ**—शन् (शम्)= કલ્યાણકારી, દુઃખ શમવિતા. नः અમને. देवीः=( दिवु दानाद्वा दीपनाद्वा द्योतनाद्वा द्यु स्थानो भवतीति–નિરૂક્ત ) સર્વ પ્રકાશક, દિવ્ય ગુણયુક્ત. अभिष्टय (ये)=ઇષ્ટાનંદ પ્રાપ્ત્યર્થ.

आपः* (आप्लृ व्याप्तौ) સર્વવ્યાપક ઇશ્વર. भवन्तु= હો, પ્રાપ્ત કરો. पीतये=જ્ઞાનાનન્દ રસ પ્રાપ્ત્યર્થ. शयोः=ઐહિક સુખની કિંવા शं=રોગ શમન અને योः यवनं=ભયનું પૃથક્કરણ; એની अभि स्त्रवन्तु=સર્વતઃ વૃષ્ટિ કરો. नः અમારામાં.

---

* अप् શબ્દ નિયત સ્ત્રીલિંગમાં બહુવચનમાં હોઇ અત્રે ઇશ્વરવાચી છે; એને સારૂ વિશેષ વેદપ્રમાણઃ– 'यत्र लोकांश्च कोशांश्चापो ब्रह्मजना विदुः' અથર્વવેદ, ૧૦-૪-૨૨-૧૦.

**ભાવાર્થ:**—હે સર્વવ્યાપક ઈશ્વર ! સર્વાનંદપ્રદ ! મનોવાંછિત પૂર્ણાનંદ પ્રાપ્તિ અર્થે અમને કલ્યાણકારી થાવ; અને અમારાપર ભવભયરોગરહિત સુખની વૃષ્ટિ કરો.

(૫) **ઇંદ્રિયસ્પર્શ:**—ૐ વાક્૦ ઇત્યાદિ સૂત્રોક્ત ૯ મંત્રોનો શબ્દાર્થ સ્હેલો હોઇ, મંત્રની સાથેજ જે લખેલું છે તેથી સ્પષ્ટ થાય છે. તેનો અર્થ એટલોજ થાય છે કે ઇશ્વરની કૃપાથી મુખ, નાક, કાન આદિ ઇંદ્રિયો સતેજ, સબળ અને સદૃઢ રહો એવી પ્રાર્થના છે.

(૬) **માર્જન.** ભૂઃ પુનાતુ૦ ઈત્યાદિ ૯ મંત્રોનો અર્થ:—

**શબ્દાર્થ:**—પુનાતુ=પવિત્ર કરો. खं=આકાશવત્ સર્વવ્યાપક ઇશ્વર. બાકી ભૂઃ આદિ આદ્ય શબ્દ પરમેશ્વરવાચી હોઇ તેનો અર્થ આપણે પાછળ જોઈ ગયા છીયે; તેમજ શિર, કર્ણ, નેત્રાદિ અંત્ય શબ્દોના અર્થ મૂળની સાથેજ આપી દીધા છે.

**ભાવાર્થ**:—હે વિશ્વચાલક! ન્યાયકારિન્ પરમાત્મન્! અમારી મુખ, નેત્રાદિ ઇંદ્રિયો દુષ્કર્મોમાં વિમુખ રહી સત્કર્મોમાં સદા રત અને પવિત્ર રહો.

(૭) **અઘમર્ષણ**. ऋतं च० આદિ ત્રણ મંત્રોનો અર્થ:—

**શબ્દાર્થ**:-ऋतं=મહત્ તત્વ, સર્વ વિદ્યાનું મૂલ=વેદ-જ્ઞાન. च=અને. सत्यं=સત્ત્વ, રજ અને તમો ગુણાત્મક સ્થૂલ અને સૂક્ષ્મ જગતનું કારણ. अभीद्धात्=અનંત; સ્વયં પ્રકાશ તથા લય સામર્થ્યથી. तपसः=જ્ઞાનમય શક્તિના યોગે. अध्यजायत=પછી ઉત્પન્ન થઇ. ततः=બાદ. रात्र्यजायत=(रात्री+अजायत) રાત્ર ઉત્પન્ન થઇ. ततः=બાદ समुद्रः=પૃથ્વી અને અંતરિક્ષમાંનો મહા સમુદ્ર. ॥૧॥ समुद्रात् अर्णवात्= ઉદકયુક્ત મહાસમુદ્ર પછી अधि=આગળ. संवत्सरः=ક્ષણ, મુહૂર્ત, પ્રહરાદિ સર્વકાલ. अजायत=ઉત્પન્ન થયા. अहोरात्राणि=દિવસ, ત્ર, એવા વિભાગ. विदधात्=ઉત્પન્ન થયા. विश्वस्य=સર્વ સૃષ્ટ પદાર્થોના. मिषतः=રાત્રદિવસ, ઘટિકા, પલ, આદિ નિમિષયુક્ત. वशी-स्वामी=ધણી. ॥ ૨ ॥ सूर्या-

चन्द्रमसौ-સૂર્ય અને ચંદ્ર લોક, કાલધ્વજ. धाता-જગદુદ્ધારક અને પોષક. यथा पूर्वं-પહેલાંની માફકજ. अकल्पयत्-ઉત્પન્ન કર્યા. दिवं-સૂર્ય, ચંદ્ર, અગ્નિ ઇત્યાદિનો સર્વોત્તમ પ્રકાશ. पृथिवी-આ પ્રત્યક્ષ પૃથિવી. च+अंतरिक्षं-પૃથ્વી અને સૂર્ય લોકમાંનું આકાશ-પોલાણ. अथो-ત્યારપછી. स्वः-મધ્યસ્થ-આકાશસ્થ લોક. ॥૩॥

**ભાવાર્થ**:-પૃથ્વી, સૂર્ય, ચંદ્રાદિ સકલ બ્રહ્માંડનું ધારણ અને પાલન કરનાર જે પરમાત્મા તેણે સૌથી પહેલાં પોતાનાં જ્ઞાનસામર્થ્યથી સહજ સ્વભાવે કરીને પ્રથમતઃ જ્ઞાન અને જગતનું સ્થૂલ અને સૂક્ષ્મ એવું ત્રિગુણાત્મક કારણ નિર્મ્યું. બાદ વિદ્યમાન સૃષ્ટિની પહેલાં રાત્રી એટલે અંધકારભૂત જે પ્રલયબાદની સ્થિતિ હોય છે તે અને પાણીયુક્ત મહાસાગર; બાદ સંવત્સર, ઋતુ મહિના આદિ અહોરાત્રાત્મક કાલ, સૂર્ય, ચંદ્ર, દ્યુલોક; પશ્ચાત્ પૃથ્વી; અંતરિક્ષ અને આકાશ-એ સર્વે નિર્માણ કર્યાં: અર્થાત્ જેવી રીતે સૃષ્ટિ પૂર્વકલ્પમાં હતી તે મુજબ પરમાત્માનાં જ્ઞાન-

સામર્થ્યથી થઇ છે એમ સમજી, તે પરમાત્માનો ભય રાખી, પ્રત્યેક મનુષ્યે પાપથી દૂર રહેવું; અર્થાત્ મન, વાચા, કિંવા શરીરથી દુષ્ટ કર્મો કદાપિ કરવાં નહીં.

(૮) દિશાપરિક્રમણ–प्राची दिगग्नि॰ ઇત્યાદિ છ મંત્રોના અર્થ:—

શબ્દાર્થ: प्राची–સ્વમુખ; પૂર્વ. दिक्–દિશા. अग्नि–જ્ઞાનાનંદ સ્વરૂપ પરમેશ્વર. अधिपति–સ્વામી. असितः–બંધન રહિત. रक्षिता–રક્ષક. आदित्याः–પ્રાણ, કીરણ. इषवः–બાણ. तेभ्यो नमः–તેને નમન. एभ्यो अस्तु–એમને હો. योऽ३–(यः–જે, ૩ આ પ્લુત ચિન્હ છે) જે જે કોઈ. अस्मान्–અમારો. द्वेष्टि–દ્વેષ કરે છે. यं–જેનો. वयं–અમે. द्विष्मः–દ્વેષ કરીયે છીયે. तं–તેને वो(वः)–તમારે સ્વાધીન. दध्मः–અમે ધારણ કરીયે છીયે. ॥૧॥ दक्षिण–આપણી જમણી બાજુ–દક્ષિણ. दिक्–દિશા. इंद्र–( इदि परमैश्वर्ये ) અત્યંત ઐશ્વર્યવાન્. तिरश्चि–કીડા, વીંછી, પતંગાદિની. राजी– પંક્તિ. पितरः–પિતા, પિતામહાદિ; માતા, માતામહાદિ; ગુરૂ–પ્રત્યક્ષ જ્ઞાન આપનાર અને

અન્ય જ્ઞાનવૃદ્ધ લોક.* ॥૨॥ प्रतीची-આપણી પાછલી-પશ્ચિમ. वरुण-(वृञ् वरणे, वर ईप्सायां) સર્વ શ્રેષ્ઠ, ગ્રહણીય. पृदाकू-અજગર સર્પાદિ વિષધારી પ્રાણી अन्नं- પૃથિવ્યાદિ પદાર્થ. ॥૩॥ उदीची-આપણી ડાબી-ઉત્તર બાજુ. सोम-(षु मंगले) મંગલાનંદ સ્વરૂપી. स्वजोः-(सु+अ+जः) ઉત્તમ, જન્મ રહિત. शनिः-વિદ્યુત્. ॥૪॥ ध्रुवा-અધઃસ્થ विष्णुः-(वि ॡ व्याप्तौ) ચરાચર રૂપ અખિલ જગદ્વ્યાપક कल्माष- લીલાં વૃક્ષાદિ. ग्रीवः-ગળું. वीरुध-વૃક્ષ. ॥૫॥ ऊर्ध्व-માથાંપરની. बृहस्पति-(बृहत् पूर्वक पा रक्षणे) સર્વોત્તમ, સર્વરક્ષક. श्वित्रः-સ્વસિદ્ધ-રક્ષક. वर्ष-વર્ષા અર્થાત્ પર્જન્યબિંદુ. ॥૬॥

ભાવાર્થ:—આપણી સામે, પૂર્વ દિશામાં, જમણી બાજુ અર્થાત્ દક્ષિણ દિશામાં પશ્ચિમ, પગનીચેની તથા માથાં ઉપરની દિશામાં, અર્થાત્ આપણી આજુ બાજુ સર્વ સ્થલે, જ્ઞાન સ્વરૂપ, સર્વૈશ્વર્યવાન્ સર્વ

* पितर् શબ્દનો અર્થ વડીલ જ્ઞાની લોક હોવા વિષે વેદપ્રમાણ:—ऊर्ज्जं वहन्तीरमृतं घृतं पयः कीलालं परिस्रुतम् । स्वधास्थ तर्पयत मे पितॄन्॥ યજુર્વેદ. ૨,૩૪.

શ્રેષ્ઠ, મંગલાનંદ સ્વરૂપી, સર્વવ્યાપક, અને સર્વ રક્ષક, પરમાત્મા, જેનાં સૂર્ય-કીરણ વડીલ, જ્ઞાની, પૃથિવ્યાદિ પદાર્થ, વિદ્યુત્, વૃક્ષ, વરસાદ, એ સર્વ બાણુની માફક છે, જે કીડા, વીંછી, અજગર, સર્પાદિ વિષધારી પ્રાણીયોથી અમારૂં સર્વ પ્રકારે સંરક્ષણ કરનાર છે, તેને અમે વાંરવાર પ્રણામ કરીયે છીયે. એનો ઉદ્દેશ એજ કે જે પ્રાણી અજ્ઞાનથી અમારો દ્વેષ કરેછે અને જે અમે અજ્ઞાનથી ધાર્મિક પુરૂષોનો અને દુષ્કર્મી લોકનો દ્વેષ અને છલ કરીયે છીયે તે સર્વનાં તે દુષ્કર્મ, બાણુરૂપી કીરણાદિકથી દગ્ધ કર, કે જેથી અમે કોઇ સાથે વેર કરીયે નહી, તેમજ કોઇ અમારી સાથે વેર કરે નહીં; પરંતુ અમે સર્વ પરસ્પર મિત્રભાવનું વર્ત્તન રાખી રહીયે.

(૯) **ઉપસ્થાન.** जातवेदसे० ઇત્યાદિક મંત્રોના અર્થ:—

**શબ્દાર્થ:**—जातवेदसे—जत—ઉત્પન્ન માત્ર વસ્તુ, वेदस्—જાણનાર કિંવા સર્વ પ્રાણીમાત્રે જાણવા યોગ્ય.

सुनवाम-(षु+प्रसवे) પ્રાપ્ત કરવું सोम-(षु-अमृते, ऐश्वर्ये) અખંડિત ઐશ્વર્ય. अरातीयतो-(अ-न्हीं+राति-दान+इय-तुलना प्रत्यय) શત્રુવત્ આચરણનું. निर्दहाति-ભસ્મ કરો. वेदः (विद्लृ लाभे) ધન. स-તે. नः-અમને. मर्षत्+अति-અતિક્રમણ કરો. दुर्गाणि-દુ:સહ દુઃખો. विश्वा-સર્વ. नावेव-(नावा+इव) નાવથી [તરે છે] તદ્વત્. सिंधुं-દુસ્તર નદી. दुरिता-દુઃખો. अति+अग्निः ।

ભાવાર્થ:—હે સર્વજ્ઞ, ન્યાયકારીન્! અમને ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થાવ; અમારા શત્રુનું ધન નાશ પામો—દુર્ધર નદીમાંથી જેમ ખલાસી નૌકાથી પાર લઇ જાય છે તેમ આપ અમને જ્ઞાનરૂપી નૌકાથી દુ:સહ દુ:ખમાંથી પાર પાડો. ॥૧॥

શબ્દાર્થ:-चित्रम्-અદ્ભુત. देवानां-(विद्वांसो वै देवाः) વિદ્વાનનાં [હ્રદયમાં]. उदगात्-(उत्+अगात्) ઉત્કૃષ્ટતાથી પ્રકાશિત હો. अनीकं-દુ:ખનિવારક બલ. चक्षुः-પ્રકાશક, વિજ્ઞાનમય. मित्रस्य-મનુષ્યનું. वरुणस्य-

શ્રેષ્ઠ કર્માચરણથી. अग्ने:-પ્રકાશકનું. आप्रा-(आ पूर्वक प्रृ) સર્વ પ્રકારે ધારણુ કરતાં द्यावा-દ્યુલોક. पृथिवी। अन्तरिक्षं આકાશ सूर्य-જગત્ પ્રકાશક. आत्मा-(अत व्याप्तौ) અંતર્યામી સર્વત્ર વ્યાપક जगत:-જંગમને. तस्थुषः-સ્થાવરને ॥૨॥ उदु-उत्-ઉત્કૃષ્ટતાથી. उ-પાદપૂરણ त्यं-તેને. जातवेदसं देवं। वहन्ति-પ્રાપ્ત કરે છે. केतव:-કીરણ-પ્રકાશક ગુણ दृशे-જોવાને. विश्वाय-વિશ્વને.॥૩॥ उद्वयन्-उत्-उत्कृष्ट, वयम्-અમે तमसस्-અજ્ઞાનાંધકાર परि-પૃથક્ स्व:-સર્વાનંદ સ્વરૂપ. पश्यन्त-જોનારા. उत्तरं-પ્રલય પછી. देवं। देवत्रा-દિવ્ય ગુણયુક્ત. अगन्म-પ્રાપ્ત કરીયે. ज्योति:-જ્ઞાનસ્વરૂપ. उत्तमं. ॥૪॥

**ભાવાર્થ**:-હે દુ:ખનિવારક, જ્ઞાનપ્રકાશક પરમાત્મન્! અમારૂં હૃદય યથાર્થ જ્ઞાનથી પ્રકાશિત કર ॥૨॥ હે જગત્પ્રકાશક સર્વજ્ઞ ઇશ્વર! વિશ્વવિદ્યા અને જ્ઞાન-પ્રાપ્તિસારૂ અમે આપની ઉપાસના સદા કરીયે છીયે. ॥૩॥ હે જ્ઞાનાનંદ સ્વરૂપી! અમને અજ્ઞાનાંધકારમાંથી કાઢી સત્યજ્ઞાન-પ્રાપ્તિ કરાવ. ॥૪॥

શબ્દાર્થઃ-तत्-તે. चक्षुः-સર્વ દ્રષ્ટા. देव हितं-સદ્ધર્મ-આત્માનો હિતકારક. पुरस्तात्-સૃષ્ટિની પૂર્વે. પશ્ચાત્ અને મધ્યે. शुक्रं-શુદ્ધ. उच्चरत्-ઉત્કૃષ્ટ વ્યાપક હો. पश्येम-જોવું. शरदः-વર્ષો. शतं-સો. जीवेम-જીવિત હો. शृणुयाम-સાંભળો. प्रब्रवाम-ઉપદેશ કરવો. अदीनाः-દૈન્ય રહિત સ્વતંત્રતા. स्याम-હો. भूयः-અધિક. शतात्-સો કરતાં ॥૪॥ ब्रह्मणे-(बृहि-वृद्धौ) જગ વર્ધકને. अस्तु-હો. पृथिव्यै-(प्रथुविस्तारे) જગત્ વિસ્તારકને. ओषधीभ्यः આરોગ્યકારક પદાર્થકર્તાને. करोमि-યોગ્ય, યુક્ત કરીયે છીયે.

ભાવાર્થઃ-સૃષ્ટિપૂર્વે, પશ્ચાત્ અને મધ્યે, સદૈવ વ્યાપક હોનાર શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, પરમાત્માના પ્રસાદથી સો અને તેથી પણ અધિક વર્ષ જીવતાં રહી અમો તેને અવ્યાહત દૃષ્ટિથી જોઇએ; તેના ગુણ સ્પષ્ટ કર્ણેંદ્રિયથી સાંભળીયે, તેનું જ્ઞાન અસ્ખલિત વાચાથી લોકોને ઉપદેશીયે; અને દૈન્યરહિત, સ્વતંત્ર રહીયે. ॥ ૫ ॥ જગદ્વિસ્તારક, વર્ધક અને પ્રકાશક પરમાત્માને અનન્ય ભાવથી વારંવાર નમસ્કાર છે. ॥૬॥

(૧૦) **ગુરૂમંત્ર** तत्सवितुर्० મંત્રનો (ગાયત્રીનો) અર્થઃ-

**શબ્દાર્થ**-[ॐ भूर्भुवः स्वः નો અર્થ પાછળ આપી ગયા છીયે] तत्-તે. सवितुः-સૃષ્ટિ ઉત્પાદકનાં. वरेण्यं-સ્વીકારવા યોગ્ય-શ્રેષ્ઠ. भर्गः-તેજઃ*પુંજ્ય વિજ્ઞાન સ્વરૂપને. देवस्य-સર્વ જગત્‌ને પ્રકાશ અને વિજ્ઞાનાનંદ આપનારનું. धीमहि-ધ્યાન-ધારણ કરીયે છીયે धियः-સદ્‌બુદ્ધિને. यः-જે. नः-અમારી, અમને. प्रचोदयात् પ્રેરણા કરો.

---

* सविता वै देवानां प्रसविता । આ મુજબ બ્રાહ્મણ ગ્રંથોપ્રમાણે **સવિતા એટલે દેવોને ઉત્પન્ન કરનાર પરમેશ્વર** છે. દેવ તેંત્રીશ છે. અગ્નિ, પૃથ્વી, આકાશ, સૂર્ય, ચંદ્ર, વાયુ, અંતરિક્ષ, નક્ષત્ર મળી આઠ (अग्न्यादयोऽष्टौ) + પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય,—આ દશ પ્રાણ અને જીવ એક, મળી અગીઆર. (एकादशा रुद्राः) + (द्वादशमासाः) કાર્તિક આદિ મહીના બાર + અન્ન (स्वधा) + (पितरः) જ્ઞાનીજનસમૂહ. ઋતુ=તેંત્રીશ.

**ભાવાર્થ**:-હે સર્વાધાર, વિશ્વંભર, સર્વજ્ઞ, સર્વ-વ્યાપી, જગદુત્પાદક સત્ય પરમાત્મન્! આપનું અર્થાત્ આપનાં અતિ શ્રેષ્ઠ, જગદાત્મા પ્રકાશક, સુખાનંદદાયક, શુદ્ધ, તેજઃપુંજ્ય, વિજ્ઞાન સ્વરૂપનું, અમે સદા પ્રેમ-ભક્તિથી, અનન્ય ભાવથી, અને દૃઢ વિશ્વાસથી અમારાં અંતઃકરણમાં ધ્યાન ધરીયે છીયે. આપ અમારાં અંતઃકરણમાં સદા સદ્બુદ્ધિ પ્રેરિત કરો, કે જેથી કરીને અમારો આત્મા અને બુદ્ધિ દુષ્ટ, ક્રૂરાચાર અને અધર્મમાં પ્રવૃત્ત ન થતાં સદા સદ્ધર્મા-ચાર, સત્યમાર્ગ અને ઇશ્વર ભક્તિ, તેમજ પરોપકારાદિ ઉત્તમ કાર્યોમાં નિમગ્ન રહે.

(૧૧) **સમર્પણ** नमः शंभवाय० મંત્રનો અર્થઃ-

**શબ્દાર્થ**:-शं-લૌકિક સુખ. भवाय-ઉત્પાદકને. मयः-મોક્ષ સુખ. शं-કલ્યાણ. कराय-કર્તાને. शिवाय-મંગલ સ્વરૂપને. शिवतराय-અત્યંત સુખકારક અર્થાત્ ધાર્મિકને, નિષ્પાપકરી મોક્ષ-સુખ પ્રાપ્ત કરી આપનારને.

**ભાવાર્થ**:-હે ઇશ્વર, દયાનિધે, અનેક સુખ કલ્યાણ દાયક! અમે આપને વારંવાર નમસ્કાર કરીયે છીયે. અમારી એટલીજ વિનંતી છે કે આપની કૃપાથી જે જે ઉત્તમ કાર્ય અમે કરીયે છીયે તે સર્વ આપને અર્પણ હો. અમને અમારી પ્રાપ્તિ થઇ ધર્મ-જે સત્ય ન્યાયાચરણ કરવું; અર્થ-જે ધર્મને આવશ્યક પદાર્થની પ્રાપ્તિ કરવી; કામ—જે ધર્મ અને અર્થના યોગથી ઇષ્ટ ભોગ સેવન કરવા; અને મોક્ષ-જે સર્વ દુઃખો- માંથી છૂટી સદૈવ આનંદમાં રહેવું:-આ ચારે પદાર્થોની સિદ્ધિ શીઘ્ર પ્રાપ્ત થાઓ!

**इति सन्ध्योपासनविधिः ॥**

——:*:——

## (द्वितीय) देवयज्ञः अर्थात् अग्निहोत्रः ॥

સંધ્યોપાસન કરી રહ્યા પછી ઘરનાં સર્વે મનુષ્યો-એ એકઠાં મળીને અગ્નિહોત્ર કરવાનો સમય છે. તેને માટે કોઈ પણ ધાતુ અથવા માટીનો કુંડ લેવો જોઇએ. ઉપર ૧૬ આંગળ પહોળો અને ૧૬ આંગળ લાંબો, અને તળીએ ચાર ચાર આંગળ લાંબો-પહોળો જોઇએ; અને સોળ આંગળ લાંબો એક ચમચો, કે જેના મોઢા આગળનો ભાગ અંગુઠાની યવ-રેખાના જેટલો લાંબો-પહોળો, આચમની માફક, જોઇએ, તે કોઈ પણ જાતની ધાતુનો અથવા લાક-ડાનો લેવો. ઘી રાખવાને એક વાસણ સોના, ચાંદી, અથવા લાકડાનું લેવું અને જલપાત્ર તથા ચીપીઓ પણ રાખવાં. સમિધાને માટે પલાશ આદિનાં-લાકડાં-છોડીયાં જોઇએ. ઘીને પછી ગરમ કરીને ગળી નાંખવું અને એક શેર ઘીમાં એક રતી કસ્તૂરી અને એક માસો કેસર મેળવીને એક વાસણમાં રાખી મૂકવું; અને જ્યારે અગ્નિહોત્ર કરવો હોય ત્યારે શુદ્ધ સ્થાનમાં બેસીને ઉપર કહ્યા પ્રમાણે સામગ્રી પાસે

રાખીને સમિધાઓને કુંડમાં મૂકવી; એને નીચે લખેલો મંત્ર ભણી વેદીની વચમાં અગ્નિને મૂકવો—

ॐ भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवी देव यजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ य० अ० ३ मं० ५ ॥

વેદીમાં અગ્નિને પ્રજ્જવલિત કરીને નીચે લખેલા ત્રણ મંત્રોથી એક એક સમીધા હોમવી.

ॐ समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन् हव्या जुहोतन स्वाहा ॥ १ ॥

( એનાથી એક )

ॐ सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ २ ॥

( એનાથી બીજી )

ॐ तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि। बृहच्छोचायविष्ठ्य स्वाहा ॥ ३ ॥

( એનાથી ત્રીજી )

તે પછી નીચે પ્રમાણે ભણતાં ભણતાં અંજલીમાં જલ લઇને છાંટવું.

ॐ अदितेऽनुमन्यस्व ॥ ( એથી પૂર્વ દિશાએ )

ॐ अनुमतेऽनुमन्यस्व ॥ (એથી પશ્ચિમ દિશાએ)

ॐ सरस्वत्यनुमन्यस्व ॥ (એથી ઉત્તર દિશાએ)

ॐ देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय। दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु॥ य० अ० ३० मं० १॥

એ મંત્રથી વેદીની ચારે બાજુએ અંજલીમાં પાણી લઇને છાંટી તે પછી સ્રૃવાને ભરીને તેને અંગુઠાની તથા જોડેની બે આંગળીઓની મધ્યમાં અને અનામીકાથી પકડીને—

ॐ अग्नये स्वाहा ॥ એથી વેદીના ઉત્તર ભાગના અગ્નિમાં.

ॐ सोमाय स्वाहा ॥ એથી વેદીના દક્ષિણ ભાગના અગ્નિમાં. અને

ॐ प्रजापतये स्वाहा ॥ ॐ इंद्राय स्वाहा ॥

એ બે મંત્રોથી વેદીની મધ્યમાં બે આહુતિઓ આપીને નીચે લખેલા મંત્રોથી પ્રાતઃકાલે અને સાયંકાલે અગ્નિહોત્ર કરવો:—

પ્રાતઃકાલે હોમ કરવાના મંત્રો.

ओ३म् सूर्य्यो ज्योतिर्ज्योतिः सूर्य्यः स्वाहा । सूर्य्यो वर्च्चो ज्योतिर्वर्च्चः स्वाहा । ज्योतिः सूर्य्यः सूर्य्यो ज्योतिः स्वाहा । सजुर्देवेन सवित्रा सजूरुषसेन्द्रवत्या । जुषाणः सूर्य्योवेतु स्वाहा ॥

સાયંકાળે હોમ કરવાના મંત્રો.

ओम् अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा । अग्निर्वर्च्चो ज्योतिर्वर्च्चः स्वाहा ॥

अग्निर्ज्योतिः એ મંત્ર ફરીથી ભણીને ત્રીજી આહુતિ આપવી; અને ચોથી આહુતિ નીચેના મંત્રથી આપવી—

सजूर्देवेन सवित्रा सजूरात्र्येन्द्रवत्या जुषाणोऽग्निर्वेतुः स्वाहा ॥ अ० ३० मं० २ । १० ॥

અર્થઃ—( सूर्योज्योति० ) જે ચરાચર જગત્‌નો આત્મા પ્રકાશ સ્વરૂપ અને સૂર્યાદિ પ્રકાશકનો પણ પ્રકાશક છે, તેની પ્રસન્નતાને માટે અમે હોમ કરીએ છીએ. ( सूर्योवर्चो० ) જે સૂર્ય-પરમેશ્વર અમને સર્વ વિદ્યાઓનો આપનારો છે તેના અનુગ્રહથી અમે અગ્નિહોત્ર કરીએ છીએ. ( ज्योतिः सूर्यः० ) જે પોતે પ્રકાશમાન્ અને જગત્‌નો પ્રકાશ કરવાવાળો સૂર્ય અર્થાત્ સર્વ સંસારનો ઇશ્વર છે તેની પ્રસન્નતાને માટે અમે હોમ કરીએ છીએ. ( सजूर्देवेन० ) જે પરમેશ્વર સૂર્યાદિ લોકોમાં વ્યાપક વાયુ અને દિવસની માફક પરિપૂર્ણ, બધા ઉપર પ્રીતિ કરનારો અને સર્વેનાં અંગેઅંગમાં વ્યાપક છે તે અગ્નિ-પરમેશ્વર-અમને વિદિત થાય તેને માટે અમે હોમ કરીએ છીએ. ( अग्निर्ज्योतिः० ) અગ્નિરૂપી જે પરમેશ્વર જ્યોતિઃ સ્વરૂપ છે તેની આજ્ઞાથી અમે પરોપકારને માટે હોમ કરીએ છીએ; અને તેનો રચેલો આ ભૌતિક અગ્નિ છે કે જેમાં આ દ્રવ્યોનાં પરમાણુઓ જળ અને વાયુ તથા વૃષ્ટિની સાથે મળીને તેમને શુદ્ધ કરી દે છે; જેથી બધો સંસાર સુખી થઇ પુરૂષાર્થી થાયછે. ( अग्निर्वर्चो० )

અગ્નિ જે પરમેશ્વર વર્ચ્ચ અર્થાત્ સર્વ વિદ્યાઓનો આપવાવાળો છે તથા ભૌતિક અગ્નિ જે આરોગ્યની વૃદ્ધિ કરનારો છે, તેને માટે અમે હોમ કરીને પરમેશ્વરની પ્રાર્થના કરીએ છીએ. ( सजूर्देवेन० ) જે પરમેશ્વર પ્રાણાદિમાં વ્યાપક વાયુ અને રાત્રિના સાથે સર્વ ઉપર પૂર્ણ પ્રીતિ કરનારો અને સર્વના અંગેઅંગમાં વ્યાપ્ત છે, તે અગ્નિરૂપી પરમેશ્વર અમને પ્રાપ્ત થાય એટલા માટે અમે હોમ કરીએ છીએ.

નીચે લખેલા મંત્રો પ્રાતઃ અને સાયં બને કાળોમાં હોમ કરવાના છેઃ—

ॐ भूरग्नये प्राणाय स्वाहा ॥ ॐ भुवर्वायवे पानाय स्वाहा ॥ ॐ स्वरादित्याय व्यानाय स्वाहा॥ ॐ भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः स्वाहा॥ ॐ आपोज्योतीरसो मृतं ब्रह्म भूर्भुवः स्वरों स्वाहा ॥ ॐ सर्वं वै पूर्णं ँ स्वाहा ॥

॥ इति अग्निहोत्रविधिः ॥

## (तृतीय) पितृयज्ञः ॥

અગ્નિહોત્રની પછી પિતૃયજ્ઞ છે. જીવતાં માતા પિતા, આચાર્ય, ગુરૂ, ઉપાધ્યાય, વગેરે માન્યોની યથાવત્ સેવા કરવી તે પિતૃયજ્ઞ કહેવાય છે.

**इति पितृयज्ञः ॥**

——:o:——

## (चतुर्थ) भूतयज्ञः ॥

ચોથો ભૂતયજ્ઞ અર્થાત્ બલિવૈશ્વદેવ.

નીચે લખેલા દશ મંત્રોથી ખાર અને મીઠાવાળા અન્ન શિવાયનું પાકશાળામાં જે ભોજન તૈયાર થયું હોય (ભાત, ઘી, અને સાકરનું મિશ્રણ યોગ્ય થઈ પડશે) તેમાં ઘી મેળવીને તેની આહુતિઓ આપવી:-

**ॐ अग्नये स्वाहा ॥ ॐ सोमाय स्वाहा ॥ ॐ अग्निषोमाभ्यां स्वाहा ॥ ॐ विश्वेभ्यो देवेभ्यः**

स्वाहा ॥ ॐ धन्वन्तरये स्वाहा ॥ ॐ कुह्वै: स्वाहा। ॐ अनुमत्यै स्वाहा ॥ ॐ प्रजापतये स्वाहा ॥ ॐ सहद्यावा पृथिवीभ्यां स्वाहा ॥ ॐ स्विष्टकृते स्वाहा ॥

તે પછી નીચે લખેલા મંત્રોથી બલિદાન આપવું. એક પત્રાવળીમાં અથવા થાળીમાં જેની તે દિશામાં ભાગ રાખવા અને તે ભાગ રાખતી વખતે કોઈ અતિથિ આવી ચડે તો તેને તે આપી દેવો, અથવા અગ્નિમાં નાંખી દેવો.

ભાગ રાખવાના મંત્ર.

ॐ सानुगायेन्द्राय नमः ( એનાથી પૂર્વ )। ॐ सानुगाय यमाय नमः ( એનાથી દક્ષિણ )। ॐ सानुगाय वरुणाय नमः ( એનાથી પશ્ચિમ )। ॐ सानुगाय सोमाय नमः ( એનાથી ઉત્તર )। ॐ मरुद्भ्यो नमः (એનાથી દ્વાર )। ॐ अद्भ्यो नमः (એનાથી જળ)। ॐ वनस्पतिभ्यो नमः (એનાથી ઉખળ મુસળ અર્થાત્ સાંબેલું, ખાંડણી)। ॐ श्रियै

नमः (એનાથી ઇશાન) । ॐ भद्रकाल्यै नमः । (એનાથી નૈઋત્ય) । ॐ ब्रह्मपतये नमः । ॐ वास्तुपतये नमः (એનાથી મધ્ય) । ॐ विश्वेभ्यो देवेभ्यो नमः । ॐ नक्तंचारिभ्यो भूतेभ्यो नमः (એનાથી ઉપર) । ॐ सर्वात्मभूतये नमः (એનાથી પાછળ) । ॐ पितृभ्यः स्वधायिभ्यः स्वधा नमः (એનાથી દક્ષિણ) ॥

તે પછી નીચે લખ્યા પ્રમાણે છ ભાગને સાકરવાળા અન્ન સાથે જૂદા રાખવા.

शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् । वायसानां कृमीणां च शनकैर्निर्वपेद् भुवि ॥ मनु० अ० ३ श्लोक ९२ ॥

અર્થ—કુત્રાં, પતિત, ચાંડાલ, પાપી–રોગી, કાગડા, અને કીડીઓ આદિ છના નામથી છ ભાગ પૃથ્વી ઉપર રાખવા અને પછી છએ ભાગ જેના તેને આપી દેવા.

इति बलिवैश्वदेवविधिः ॥

## (पञ्चम) अतिथियज्ञः ॥

तद्यस्यैवं विद्वान् व्रात्योऽतिथिर्गृहानागच्छेत् ॥ १ ॥ स्वयमेनमभ्युदेत्य ब्रूयाद् व्रात्य क्वावात्सीः व्रात्योदकं व्रात्य तर्पयन्तु व्रात्य यथा ते प्रियं तथास्तु व्रात्य यथा ते वशस्तथास्तु व्रात्य यथा ते निकामस्तथास्त्विति ॥ २ ॥ अथर्व० कां० १५ अनु० २ व० ११ मं० १-२ ॥

જ્યારે કોઇ પૂર્ણ વિદ્વાન્ પરોપકારી સત્યોપદેશક કોઇ ગૃહસ્થને ત્યાં આવે, ત્યારે તે ગૃહસ્થે પોતે તેની સમીપ જઇને તે વિદ્વાનને પ્રણામ આદિ કરીને ઉત્તમ આસન ઉપર બેસાડીને પૂછવું કે, "કાલ આપે ક્યાં નિવાસ કર્યો હતો? હે બ્રહ્મન્! જળાદિ પદાર્થ કે જેની આપને અપેક્ષા હોય તે ગ્રહણ કરો અને અમને આપના સત્યોપદેશથી તૃપ્ત કરો." ઇત્યાદિ. અર્થાત્ તેના કુશળ સમાચાર પૂછવા.

જે ધાર્મિક પરોપકારી ગૃહસ્થ સત્યોપદેશક, પક્ષપાત-રહિત, શાંત, સર્વહિતકારક, વિદ્વાનોની અન્નાદિથી સેવા

કરે, અને તેમને પ્રશ્નોત્તર આદિ કરીને વિદ્યા પ્રાપ્ત કરે, તેણે અતિથિ-યજ્ઞ કર્યો કહેવાય. એ પ્રમાણે નિત્ય કરતા રહેવું જોઇએ.

ઉપર કહેલા પાંચે યજ્ઞો દરેક દ્વિજ સ્ત્રી અને પુરૂષે દરરોજ સવારે અને સાંજે કરવા જોઇએ.

**इति श्री नीतिमार्गोपदेशिकासप्तरत्नगीतायां ब्रह्मयज्ञसार्थसंध्यानाम प्रथमः काण्डः ॥**



# नीति मार्ग मुक्तप्रकाश.

## સ્તુતિ.

હે ઈશ, તમેરેદયા કરીને, અમ પરે અતિ પ્રેમ કરો,
ન્યાયનું પાલન કરીયે એવી, બુદ્ધિ તમે અમને પ્રેરો;
મન ચડાવે છે રે વિષયમાં, ભરમાવે માયા ભારી,
દુઃખ દીયે છે કામી નેત્રો, નથી જડતી ઉગરવાની બારી;
જે જે વસ્તુ દેખી દૃષ્ટીયે, મન દોડાવે સુરતી ત્યાંહીં,
સારૂં નઠારૂં નહીં ગણીને, ઝીપલાયે અગ્નિમાંહીં;
પ્રકૃતિ સાથે જીવ સંબંધ છે, તેથીકરી અમે દુઃખી થઇએ,
માટે સમજી સત્ ચિત્ત સર્વે, વિચાર કરીને પાય ધરીયે;
મન ચડે ભલે ચકડોળે, ધ્યાન ધરીને મૌન રહીયે,
સત્ય વચનમાં મગ્ન રહીને, ઇન્દ્રીયોને રે વશ કરીયે;
કેફી વસ્તુથી દૂર રહીને, ચોરી, છીનાળી, જુગટું તજીયે,
સંત સમાજમાં ગાયે **હરજીવન**, પુરૂષાર્થ કરી પ્રભુને ભજીયે.

હે દયાળુ સચ્ચિદાનન્દ પરમાત્મા, તમે અમો સૌ આર્યભાઇઓપર દયા કરો, કે જેથી અમો અમારી સદ્-બુદ્ધિથી ન્યાયનું પાલન કરીએ. દેહનો અભિમાની રાજા જે જીવાત્મા તે જેમ અનેક જાતના પ્રાકૃતિક વિષયોમાં તલ્લીન થઇ પતંગીયાની માફક અગ્નિરૂપી વિષયોમાં ઝીંપલાય છે, અને કરોળીયો જેમ પોતે પોતાના તાંતણાની જાળો બાંધી, પોતેજ વીંટળાઇને નષ્ટ થાય છે, તેમ અમો જીવાત્મા અમારી આશા, તૃષ્ણાથી કરેલાં કર્મોની જાળોમાં વીંટળાઇને રીબાઇયે છીએ તેનું કારણ એજ છે કે પૂર્વજન્મની વાસનાના બીજથીજ આ પ્રકૃતિવાળા શરીરની સાથે જીવાત્માનો સંસર્ગ થયો છે અને તેથી અવિદ્યામાં પડેલા જીવાત્માને અનેક જન્મો ધરી સુખદુઃખ ભોગવવાં પડે છે. માટે હે વિભુ! તેમાંથી બચાવી મુકત જીવોની માફક આ માયાવી પ્રપંચથી વિરકત થઇ નિરર્થક શ્વાસ નહીં જવા દેતાં મૌન વ્રત ધારણ કરીને સત્યમાંજ મગ્ન રહીને તમારૂંજ ધ્યાન ધરીયે, અને કોઇ પણ જાતના દુર્ગુણને વશ નહીં થઇએ, એવી અમને બુદ્ધિ આપ આ આર્યાવર્ત્તદેશમાં દુર્ગુણમાં ફસવાથી મહાન દેવો

જેવાં મનુષ્યોને પારાવાર દુઃખ ખમવું પડયું છે, અને છેવટે પોતાના કીમતી જાન પણ હોમવા પડયા છે, તેના દાખલા જોતાં કોને કંપારી ન છુટે? જુઓ દ્વારકામા કૃષ્ણ યોગી જેવા મહાત્માના આખા જાદવકુળમાં સુરાપાન કરવાથી આપસઆપસમાં લડાઇ થઇ અને બધા નાશ પામ્યા. ચોરીથી શું પરિણામ આવે છે, તે જગજાહેર છે. વ્યભિચારથી કીચક અને તેના સો ભાઇઓનો દ્રોપદીપર ખોટી નજર કરતાં નાશ થયો અને આર્યાવર્ત્તના રાજાઓની પાયમાલી કામાસક્તતા તથા આતિ મોજ-શોખથી થઇ. જુગાર રમવાથી ધર્મરાજા અને નળરાજા જેવાને અસંખ્ય દુઃખો વેઠી રાજપાટ અને સ્ત્રી સુદ્ધાંને દુઃખ દાવાનળમાં હોમી, વનવગડામાં રહેવું પડયું. માટે આર્યભાઇઓ, આવાનિષેધક યોગ્ય અને દુઃખદાઇ વિષયોમાં નહીં ફસતાં ઇન્દ્રિયોનું દમન કરી, કેફી વસ્તુઓનો ત્યાગકરી, બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને પોતાનીજ સ્ત્રીમાંજ સુખનુ ભવ માનવું અને જુગાર આદિને તિલાંજલી દઇને હમેશાં નીતિના શાસ્ત્રોનું અધ્યયન અને યજ્ઞ કરવામાં કુશળ રહી, ગૃહસ્થાશ્રમમાં પુરૂષાર્થ

કરી, કુંટુબના પોષણને માટે ન્યાયથી દ્રવ્ય મેળવી, બીજા આશ્રમવાળાઓ પ્રત્યેની ફરજ બજાવતાં સત્ય જ્ઞાનમાં મગ્ન રહીયે અને પ્રાણીમાત્રના આધારરૂપ પરમાત્માનું ચિંતવન કરીયે એવું અમારૂં નિર્મળ હૃદય કરો એવી કર્તાની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

---

## કર્મદેવને નમસ્કાર.

**नमस्यामो देवान्ननुहतविधेस्तेपि वशगाः ।**
**विधिर्वंद्यः सोऽपि प्रतिनियत कर्मैक फलदः ॥**
**फलं कर्मायातं यदि किममरैः किंच विधिना ।**
**नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥**

**અર્થ**:—"દેવને અમે શરણ જઇએ પણ તે દૈવવશ છે; બ્રહ્મદેવ પરમ પૂજ્ય અને વંદ્ય છે ખરા, પણ કર્મ પ્રમાણેજ ફળ અપનારા છે. ત્યારે કોઇ પણ કાર્યની સિદ્ધિ કર્માનુસારજ છે, તો દેવનું અથવા બ્રહ્મદેવનું મોટાપણું શું ? આવી જેનાથી બ્રહ્માદિકોનો પ્રભાવ છે એવું જે કર્મ, તેનેજ અમે નમસ્કાર કરીએ છીએ।"

## મોટાનું વર્ત્તન નાનાને રસ્તો બતાવે છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

મ્હોટા માણસ જે જે કાંઇ કરે છે તે તે બીજા માણસો કરવા લાગે છે; શ્રેષ્ઠ માણસ જે વાત કબૂલ કરે છે તે પ્રમાણે બીજા લોકો વર્ત્તવા માંડે છે.

## ભૂમંડળનાં પાંચ ભૂષણો.

प्रभुर्विवेकी प्रमदा सुशीला ।
तुरंगमः शस्त्रनिपात धीरः॥
विद्वान् विरागी धनिकः प्रदाता ।
भूमडलस्या भरणानि पंच ॥

વિવેકી શેઠ, સુશીલ કાંતા, શસ્ત્રનો ઘા સહન કરવાની સહનશક્તિવાળો ઘોડો, વૈરાગ્યશીલ વિદ્વાન્ અને દાનશૂર ધનિક, આ પાંચ ભૂમંડલનાં ભૂષણો છે.

## સંતોષી નર સદા સુખી.

**ते धन्याः पुण्यभाजस्तै तैस्तीर्णः क्लेशसागरः ॥**
**जगत्संमोहजननी यैराशाऽऽशी विषीजिता ॥**

જેણે જગત્‌ને મોહ પમાડનારી આશા રૂપી સર્પિણીને જીતેલી છે, તેને આ જગત્‌માં ધન્ય છે, તેજ પુણ્યને ભોગવવાવાળો છે, અને તેજ ક્લેશ રૂપી દરિયાને તરી ગયો છે, એમ સમજવું.

### આશા નદી.

**आशानाम नदी मनोरथ जला तृष्णा तरंगाकुला ।**
**रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ॥**
**मोहावर्त सुदुस्तरातिगहना प्रोत्तुंगचिंतातटी ।**
**तस्याः पारगता विशुद्धमनसानंदंति योगीश्वराः ॥**

આશા નામની એક નદી છે; તે નદીમાં મનોરથ એજ પાણી છે, તૃષ્ણા એ લહેરો, પ્રીતી એજ મગરી, અનેક પ્રકારના તર્ક એજ પક્ષી, અને ધૈર્ય એજ પર્વત, તે પર્વતને ઉખેડી નાખનારા અને જેનામાં મોહરૂપ ભમરા હોવાથી જે દુસ્તર અને અપાર છે, ચિંતા એજ જેનાં તીર છે, તેવી આ નદી પાર ઉતરી યોગીઓ નિર્મળ ચિત્ત થવાથી આનંદ પામે છે.

## આશા, આશા, આશા !

अंगं गलितं पलितं मुंडं दन्तविहीनं जातं तुंडम् ।
करधृतकम्पितशोभित दंडं तदपि न मुंचत्याशा पिंडम्॥

હે જીવ! અંગ ગળી ગયું, માથે પળી આવી ગયાં, દાંત વગરનું મોઢું થઇ ગયું, અને હાથમાં શોભાતી થરથરતી લાકડી લીધી, તો પણ હજી આશાનો પિંડ મેલતો નથી.

## આશાનો નાશ કોઇ કરી શકતું નથી.

यौवनं जरयाग्रस्तमारोग्यं व्याधिभिर्हतम् ।
जीवितं मृत्युरभ्येति तृष्णैका निरुपद्रवा ॥

ઘડપણથી તારૂણ્ય નષ્ટ થાય છે, આરોગ્યને વ્યાધિ નષ્ટ કરે છે, અને મૃત્યુ આયુષ્યનો નાશ કરે છે; પણ માત્ર આશાનો નાશ કરવા કોઈ સમર્થ નથી.

## તૃષ્ણાનું મહત્વ.

या दुस्त्यजा दुर्मतिभिर्जीर्यतो या न जीर्यते ।
तां तृष्णां दुःखनिर्वहां शर्मकामोतं द्रुत्यजेत् ॥

નઠારી બુદ્ધિવાળાઓથી જેનો ત્યાગ થતો નથી; અને શરીર ઘસાતાં પણ જે ઘસાતી નથી; તે દુઃખને વેહેવડાવનારી તૃષ્ણાનો કલ્યાણની ઇચ્છા રાખનાર પુરૂષે ત્યાગ કરવો.

## તૃષ્ણાની હદ.

भ्रांतं देशमनेक दुर्गविषमं प्राप्तं न किंचित्फलं ।
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला॥
भुक्तं मान विवर्जितं परगृहेष्वाशंकया काकवत् ।
तृष्णे जृंभसि पापकर्मनिरते नाद्यापि संतुष्यसि ॥

અનેક પ્રકારના ગઢવડે પેસી ન શકાય એવા દેશમાં ફર્યો પણ કાંઇ ફળ મળ્યું નહિં. જેવું જોઇએ તેવું જાતિનું અને કુલનું અભિમાન મુકીને ફળ વિનાની સેવા કરી. શંકાવડે કરી માન મેલી કાકવત્ પારકે ઘેર ખાધું તો પણ હે પાપ કર્મમાં લાગી રહેલી તૃષ્ણા! હજી તું વધારે વધારે થતી જાય છે ને સંતોષ પામતી નથી.

## પાપમોચક તિર્થો.

विद्यातीर्थे जगंति विबुधाः साधवः सत्यतीर्थे ।
गंगातीर्थे मलिन मनसो योगिनो ध्यानतीर्थे ॥
धारातीर्थे धरणिपतयो दानतीर्थे धनाढ्याः ।
लज्जातीर्थे कुलयुवतयः पातकं क्षालयन्ति ॥

આ જગત્માં પંડિત વિદ્યાતીર્થમાં, સાધુ સત્ય તીર્થમાં, પાપી મનના લોક ગંગાતીર્થમાં યોગી દયાતીર્થમાં,

રાજાઓ ધારાતીર્થમાં, શ્રીમાન્ લોક દાનતીર્થમાં અને કુલીન સ્ત્રીઓ લજ્જાતીર્થમાં પોતનાં પાતકો ધોઇ નાંખે છે.

## છ ખરાં સગાં.

**सत्यं माता पिता ज्ञानं धर्मो भ्राता दयासखा ।**
**शांति पत्नी क्षमा पुत्रः षडेते मम बांधवाः ॥**

સત્ય મારી માતા છે અને જ્ઞાન પિતા છે, ધર્મ મોટા ભાઇ છે અને દયા મિત્ર છે, શાંતિ મારી સ્ત્રી છે અને ક્ષમા પુત્ર છે; આ છ મારા બન્ધુ છે એમ સમજવું જોઇએ.

## પિતા કોને કહેવો?

**जनिता चोपनेता च वस्तु विद्यां प्रयच्छति ॥**
**अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥**

જન્મદેવાવાળો યજ્ઞોપવીત આદિ સંસ્કાર કરવાવાળો વિદ્યા દેવાવાળો, અન્ન દેવાવાળો, અને ભયમાંથી બચાવવવાવાળો, એ પાંચ પિતા ગણવામાં આવે છે.

## માતા કઇ કઈ?

**राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ।**
**पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥**

રાજાની સ્ત્રી, ગુરૂની સ્ત્રી, મિત્રની સ્ત્રી, સાસુ અને અને આપણી માતા એ પાંચ માતા ગણાય છે.

### જનક કરતાં પોષકની કીંમત વધુ.

**धनार्जने महदुःखं रक्षणे च ततोऽधिकम् ।**
**यस्मात् पुष्णाति तद्दत्वा पोषको जनकाद्वरः ॥**

દ્રવ્ય સંપાદન કરવું ઘણું કષ્ટનું કામ છે, મેળવી આણેલા દ્રવ્યનું રક્ષણ કરવું એ તેથી પણ કઠણ છે, રક્ષણ કરી રાખેલા દ્રવ્યને યોગે બીજાનું પોષણ કરવું એ તેથી પણ કઠણ છે; એટલા માટેજ જનક કરતાં પોષક પિતાને શ્રેષ્ઠત્વ આપેલું છે.

### પુત્ર, પિતા, મિત્ર અને સ્ત્રી કોને માનવાં?

**ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यस्तु पोषकः ।**
**तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृतिः ॥**

પિતાની આજ્ઞામાં રહે તે પુત્ર, જે પાલન કરે તે પિતા, જેનાપર વિશ્વાસ રાખી શકાય તે મિત્ર, જેનાથી સુખ પ્રાપ્ત થાય તે સ્ત્રી.

## દેવ, મિત્ર, વાસ, અને સ્ત્રી કેવાં જોઈએ?

एकोदेवः केशवो वा शिवो वा ।
एकं मित्रं भूपति र्वा यति र्वा ॥
एको वासः पत्तने वा वने वा ।
एका भार्या सुंदरी वा दरी वा ॥

દેવ હો તો કેશવ કે શિવ હોજો; મિત્ર હો તો, રાજા કે યતિ હોજો; રહેવા મળે તો શહેરમાં કે વનમાં- મળજો અને સ્ત્રી મળેતો સુંદર મળજો નહિતો અરણ્યમાં વાસ હોજો.

## મિત્રનું માહાત્મ્ય.

शोकारातिभयत्राणं प्रीतिविस्रम्भभाजनम् ।
केन रत्नमिदं सृष्टं मित्र मित्यक्षरद्वयम् ॥

શોકરૂપી શત્રુના ભયથી રક્ષણ કરનાર, અને પ્રીતિના વિશ્વાસનું સ્થાન, એવું બે અક્ષરનું મિત્રરૂપી રત્ન કોણે પેદા કર્યું હશે?

## મિત્ર કોને કહેવો?

ऋजुत्व त्यागिता शौर्यं सामान्यं सुखदुःखयोः ।
दाक्षिण्य चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥

સરળપણું, દાનશીલપણું, શૂરવીરપણું, સુખ દુઃખમાં સરખાપણું, દાક્ષિણ્યપણું, પ્રીતિ અને સત્યતા એટલા ગુણ મિત્રમાં હોવા જોઇએ.

## ખરો મિત્ર કોણ ?

**करावित्र शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ।**
**अप्राक्तमापि कुर्वंति तन्मित्रं मित्रलक्षणम् ॥**

તેજ ખરો મિત્ર છે કે જે, હાથ જેમ શરીરને, પાંપણો જેમ આંખોને, તે પ્રમાણે કેવળ પોતાનીજ પ્રેરણાથી સર્વ વાતે ઉપયોગી થઇ પડે છે.

## મિત્રની પરીક્ષા.

**उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।**
**राजद्वारे स्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥**

ઘણી ખુશાલી વખતે, તેમજ સંકટ સમયે, દુકાળની વખતે, શત્રુના વિગ્રહમાં, રાજ્ય-સભામાં. (સર્વ કાળે) જે પાસે રહે છે તેજ મિત્ર છે.

## સજ્જનની મૈત્રી.

खलसख्यं प्राङ्मधुरं वयोऽन्तराले निदाघदिनमंते ।
एकाऽदिमध्ये परिणति रमणी या साधुजनमैत्री ॥

દુષ્ટની મૈત્રી આરંભમાં સારી લાગે છે; મનુષ્યનું આયુષ્ય મધ્યકાળે એટલે તારૂણ્ય વયમાં સારૂં લાગે છે; અને ઉનાળાના દિવસમાં છેવટ, એટલે સંધ્યાકાળે સારૂં લાગે છે; પણ આરંભે, મધ્યે, અને છેવટે—એ ત્રણે કાળે રમણીય લાગનારી એવી એક સજ્જનની મૈત્રીજ માત્ર છે.

## સત્ પુરૂષોની મૈત્રી.

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरातेऽखिलाः ।
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ॥
गन्तु पापकमुन्मनस्तद भवद् दृष्ट्वातु मित्रापदं ।
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥

દુધે પોતાની સાથે મળેલા પાણીને પોતાના સર્વ ગુણ આપીને પોતાના જેવું કર્યું. હવે દુધને તાપ ઉપર ચઢાવેલું જોઇને પાણીએ પોતાની જાતને પહેલી અગ્નિ-

માં હોમી (પહેલું બળી ગયું); તેથી મિત્રની વિપત્તિ જોઇને દુધે ઉભરાઇને અગ્નિમાં પડતું મુકવા ધાર્યું; પણ તેમાં જ્યારે પાણી રેડયું ત્યારે શાંત થઇ ગયું. માટે સત્ પુરૂષોની મૈત્રી હમેશાં એવીજ હોય છે.

## ઉત્તરદક્ષીણનો કદી મેળ થતો નથી.

सरलयोः किल सख्यमुदाहृतं ।
कुटिलयोर्घटनैव कदाचन ॥
यदिभवेत्सरलेन खलेन वा ।
नचिरमस्ति धनुः शरयोरिव ॥

જે પ્રમાણે કુટિલ ધનુષ્ય અને સરળ બાણની સંગતિ નથી તે પ્રમાણે ખરી મૈત્રી બન્ને સરળ સ્વભાવના પુરૂષમાંજ થાય છે; કોઈ કોઇ વાર તે કુટિલ સ્વભાવના મનુષ્યમાં પણ માલમ પડે છે, પણ એક ખળ અને એક સરળ એવાની સંગતિ થતાં તે ઘણીવાર ટકી શકતી નથી.

## સજ્જન-દુર્જન એ સોય જેવા છે.

अनुकुरुतः खलसुजनावग्रिमपाश्चात्ययोः सूच्याः ।
विदधाति रंध्रमेको मुद्रणमस्यापरोऽपि विदधाति ॥

ખલ અને સજ્જન એ એક સોયના આગલા અને પાછલા ભાગ જેવા છે; રંધ્ર-વેહ પાડવો એ પહેલાનું કામ અને તેનું આચ્છાદન કરવું એ બીજાનું.

## સજ્જન-દુર્જનના કોપાગ્નિમાં ભેદ.

अपूर्वः कोऽपि कोपाग्निः सज्जनस्येतरस्यच ।
एकस्य शाम्यति स्नेहाद्वर्धतेऽन्यस्य वारितः ॥

સજ્જન અને દુર્જન એમનો કોપાગ્નિ કેવો અજબ તરેહનો છે ! એક સ્નેહના યોગે શમી જાય છે, જ્યારે બીજો વાર્યો હોય તોપણ વૃદ્ધિ પામે છે !

## દુર્જનની જીંહ્વાઓનો પાર નથી.

जिव्हैकैव सतामुभे फणवतां स्रष्टुश्चतस्रश्चता ।
स्ताः सप्तैव विभावसोर्नियमिताः षट्कार्तिके यस्य च॥
पौलस्त्यस्य दशा भवन् फणिपते जिव्हाः सहस्रद्वयं ।
जिव्हालक्षशतैककोटि नियमो नो दुर्जनानां मुखे ॥

સજ્જનને જીવ્હા એકજ હોય છે, સર્પને બે હોય છે, બ્રહ્મદેવને ચાર છે, અગ્નિને સાત અને કાર્તિકસ્વામીને ૭ છે; રાવણને દશ કહેવાય છે અને શેષને બે હજાર છે; પણ દુર્જનના મોઢામાં કેટલા લક્ષ કે કોટી છે તેનો કંઇ આશરો કેહવાતો નથી.

## દુનિયાને મોઢે કાંઇ ઢાંકણું છે?

**जाड्यं न्हीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं।**
**शूरे निर्घृणता ऋजौ विमतिता दैन्यं प्रियालापिनि॥**
**तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे।**
**तत्को नाम गुणो भवेत्सुगुणिनां योदुंर्जनैर्नांकितः॥**

નમ્ર હોય ત્યારે મૂર્ખ, ધર્માચરણ કરનાર હોય ત્યારે ઢોંગી, સદ્દવર્તનથી ચાલનારો હોય ત્યારે લુચ્ચો, શૂર હોય ત્યારે બાપડો ગરીબ, તેજસ્વી હોય ત્યારે ગર્વિષ્ઠ, વકતા હોય ત્યારે બડબડીઓ, શાંત હોય ત્યારે અશકત, આ પ્રમાણે ગુણવાનનો એવો કયો ગુણ છે કે જેને દુર્જને નામ મેલ્યું નથી?

## સજ્જનોની વિશેષતા.

**यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रियाः ।**
**चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ॥**

જેવું મન તેવીજ વાણી, અને જેવી વાણી તેવીજ કૃતિ; એ પ્રમાણે ચિત્ત, વાણી, અને ક્રિયા એ ત્રણેની એકરૂપતા સજ્જનોમાંજ જણાઇ આવેછે.

## કોની સંગત ન કરવી?

**लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।**
**पंच यत्र न विद्यंते न कुर्या तत्र संगतिम् ॥**

જીવિકા, ભય, લજ્જા, કુશલતા, અને ત્યાગશીલતા એ પાંચ જ્યાં ન હોય ત્યાંના લોકોની સાથે સંગત કરવી નહિ.

## મૂર્ખનાં લક્ષણો.

**मूर्खचिन्हानि षडिति गर्वो दुर्वचनं मुखे ।**
**विरोधी विषवादी च कृत्याकृत्यं न मन्यते ॥**

અહંકાર, દુષ્ટ ભાષણ, વેર, કડવાં વચન અને યોગ્યાયોગ્ય કર્મમાં અંતર ન ગણવો-એ લક્ષણ મૂર્ખનાં જાણવાં.

## સંગતિ દોષ.

**कुसंगात्संगदोषेण साधुर्भवति पातकी ।**
**दुर्योधनप्रसंगेन भीष्मो गोहरणे गतः ॥**

જેમ દુર્યોધનની સંગતથી ભીષ્મ પણ ગાયોનુ હરણ કરવા સારૂ ગયા હતા તેમ કુસંગતના દોષને લીધે સાધુ પુરૂષથી પણ પાપનું આચરણ થઇ જાય છે.

( ૨ )

**हीयते हि मतिः पुंसां हीनैः सह समागमात् ।**
**समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥**

નઠારા માણસ સાથે સંગતિ કર્યાથી પુરૂષની બુદ્ધિ નઠારી થાય છે; સરખા માણસ સાથે કર્યાથી તેવીજ રહે છે; અને સારા સાથે કર્યાથી સારી થાય છે.

## દુર્જનોનો સ્વભાવ દોષ.

**अकरुणत्वमकाण विग्रहः ।**
**परधने परयोषिति च स्पृहा ॥**
**सुजन बंधुजनेष्वसहिष्णुता ।**
**प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ।**

નિર્દયતા, વિના કારણ લડાઇ કરવી, પારકા ધનમાં અને પારકી સ્ત્રીઓમાં અભિલાષા રાખવી,

સજ્જન અને બંધુજનનો અભ્યુદય જોઇને સહન નહીં કરી શકવું, એટલાં વાનાં દુર્જન પુરૂષોમાં સ્વભાવથીજ હોય છે.

## દુર્જિનથી દૂર રહીયે.

**शकटं पंचहस्तेन दशहस्तेन वाजिनम् ।**
**हस्ती हस्तसहस्रेण देशत्यागेन दुर्जनः ॥**

ગાડિયોથી પાંચ હાથપર, ઘોડાઓથી દશ હાથ પર, હાથીયોથી હજાર હાથપર અને દુર્જનથી દેશ ત્યાગ કરી દૂર રહેવું જોઇએ.

## જેવાની સાથે તેવા થવાની જરૂર.

**कृते प्रतिकृतिं कुर्याद्धिंसने प्रतिहिंसनम् ।**
**तत्र दोषो न पतति दुष्टे दुष्टं समाचरेत् ॥**

ઉપકાર કર્યો હોય તેનાપર પ્રત્યુપકાર કરવો અને મારવાવાળાને મારવો એમાં અપરાધ નથી. તેથી દુષ્ટની સાથે દુષ્ટતાનુંજ આચરણ કરવું.ઉત્તમ છે.

(૨)

**हस्ती अंकुशमात्रेण वाजी हस्तेन ताड्यते ।**
**शृंगी लगुडहस्तेन खड्गहस्तेन दुर्जनः ॥**

હાથી અંકુશથી, ઘોડો હાથથી, અને સીંગવાળાં પ્રાણી લાકડીથી મરાય છે; પણ દુર્જનને તો ખડ્ગથીજ મારવો જોઇએ.

## ખરો સ્નેહ કયાં વસે છે?

**दर्शने स्पर्शने चापि श्रवणे भाषणेऽपिवा ।**
**यत्रद्रवोऽन्तरंगतः स स्नेह इति कथ्यते ॥**

દર્શનથી, સ્પર્શ કરવાથી, સાંભળવાથી અને ભાષણ કરવાથી જ્યાં હૃદય પીગળે છે, ત્યાંજ ખરો સ્નેહ છે એમ કહેવાય છે.

## ગુરૂ કેવા જોઇએ?

**गुरवो बहवः संति शिष्यवित्तापहारकाः ।**
**दुर्लभः स गुरुर्लोके शिष्यचित्तापहारकः ॥**

શિષ્યના વિત્તનું અપહરણ કરનારા ગુરૂ પૃથ્વીમાં ઘણા છે; પણ એવા ગુરૂ થોડા છે કે જે શિષ્યના ચિત્તનું અપહરણ કરે.

## સુંદર વસ્ત્રનું મહત્વ.

वासः प्रधानं खलु योग्यतायाः ।
वासो विहीनं विजहाति लक्ष्मीः ॥
पीतांबरं वीक्ष्य ददौ तनूजां ।
दिगंबरं वीक्ष्य विषं समुद्रः ॥

લોકમાં માન મેળવવાનાં સાધનોમાં વસ્ત્ર એ પ્રધાનતા ધરાવે છે; જે વસ્ત્રકળાહીન હોય છે તેને લક્ષ્મીનો લાભ થવો કઠણ થઇ પડે છે. જુવો કે, પીતાંબર પહેરેલો જે વિષ્ણુ તેને સમુદ્રે પોતાની કન્યા અર્પણ કરી, અને કેવળ દિગંબર એવો જે શિવ તેને વિષ આપ્યું !

## ધનનું મહત્વ.

वयो वृद्धास्तपोवृद्धा ये च वृद्धा बहुश्रुताः ।
ते सर्वे धन वृद्धस्य द्वारि तिष्ठंति किंकराः ॥

વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, અને વિદ્યાવૃદ્ધ એ સર્વે ધનવૃદ્ધના દ્વાર આગળ દાસ થઇ રહે છે.

## વસુવગરનો નર પશુ.

तानींद्रियाणि सकलानि तदेव कर्म ।
सा बुद्धिरप्रतिहतावचनं तदेव ॥
अर्थोष्मणा विरहितः पुरुषः स एव ।
अन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥

સર્વે ઇન્દ્રિયો પણ એની એજ હોય છે, કામ પણ એનું એજ હોય છે, કંઇ પણ કામ અટકે નહિં એવી બુદ્ધિ પણ એની એજ હોય છે, તો પણ અર્થની ગરમીથી વિયોગ પામેલો તે ક્ષણમાત્રમાં કંઇ જુદોજ થઇ જાય છે એ આશ્ચર્યની વાત છે.

## પૈસા, અજબ તેરી બલિહારી !

जातिर्यातु रसातलं गुणगणस्तस्याप्यधो गच्छतां ।
शीलंशैलतटात्पतत्वभिजनः संदह्यतांवन्हिना ॥
शौर्ये वैरिणि वज्रमाशु निपतत्वर्थोऽस्तुनः केवलं ।
येनै केनविना गुणास्तृणलव प्रायाः समस्ता इमे ॥

જાત રસાતળમાં જાઓ; બધા ગુણો રસાતળની પણ નીચે જાઓ; શીલ મોહોટા પહાડ

ઉપરથી પડો; સગાંવહાલાં અગ્નિથી બળી મરો; અને શૂરાતન અને શત્રુપર વજ્ર પડો; પણ ફક્ત અમારી પાસે પૈસાજ હજો, કે જે વિના અમારા આ બધા ગુણો નકામા છે.

## મનનું મહત્વ.

**मनोहि जगतां कर्ता मनोहि पुरुषाः स्मृताः ।**
**मनः कर्त्ता कृतं लोके न शरीर कृतं कृतम् ॥**

આ જગત્‌નો કર્તા મન છે, કંઈ પુરૂષાર્થ કરવું, એ પણ મનનું કામ છે-એટલે આ પૃથ્વી ઉપરના લોકને વિષે જે કંઇ કૃતિ કરવી, તે મનનું કામ છે-શરીર કોઇ પણ કામ કરી શકતું નથી; શરીર જડ છે, તેને જેમ મન દોરી જાય છે, તેમ દોરાતું જાય છે.

## બુદ્ધિનું મહત્વ.

**अनागत विधाता च प्रत्युत्पन्नमतिस्तथा ।**
**द्वावेतौ सुखमेधेते यद्भविष्यो विनश्यति ॥**

દુઃખ આવી પડે તે અગાઉ ઉપાય કરવાવાળો અને જેની બુદ્ધિથી વિપત્તિ આવતાં તરતજ ઉપાય

જડી આવે છે, એ બંન્ને સુખથી વધે છે. અને જે એવો વિચાર કરે છે કે જે ભાગ્યમાં હશે તે અવશ્ય થશે, તે નષ્ટ થાય છે.

( ૨ )

**अहंकारो धियं ब्रूते मा सुप्तं प्रतिबोधय ।**
**उदिते परमानंदे न त्वं नाहं न वै जगत् ॥**

અહંકાર બુદ્ધિને કહે છે કે, આત્મજ્ઞાન-જન્ય જે પરમાનંદ તેને તું જગાડીશ નહીં; કારણ કે તે જાગ્યો કે હું, તું અને જગત્ એ ત્રણે નષ્ટ થઈ જઈશું.

## વિદ્યાનું મહત્વ.

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।**
**न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥**

તે માતા શત્રુ અને પિતા વેરી છે, કે જેણે પોતાનાં બાળકોને ન ભણાવ્યાં; કારણકે જેમ હંસોની વચમાં બગલાં શોભતા નથી, તેમ સભામાં તેઓ શોભતા નથી.

## પૌરૂષત્વનું મહત્વ.

अकृत्वा पौरुषं या श्रीविकानन्यपि किंतया ।
जरद्गवोऽपि चाश्नाति दैवादुपगतं तृणम् ॥

પૌરૂષ કર્યા વગર અનાયાસે પ્રાપ્ત થયેલી સંપત્તિમાં શું તાત્પર્ય છે? ઘરડો થયલો બળદ પણ દૈવયોગે મળેલું ઘાસ તો ખાઇ શકે છે.

## ધર્મનું મહત્વ.

चत्वारो धनदायदा धर्माग्नि नृप तस्कराः ।
तत्र ज्येष्ठावमानेन त्रयः कुप्यंति बांधवाः ॥

ધર્મ (દાન કરવું), અગ્નિ, રાજા, અને ચોર એ ધનના ચાર ભાગિયા છે. તેથી તેમના વડીલ બંધુનું (ધર્મનું) જ્યારે અપમાન કરીએ, ત્યારે ત્રણે કનિષ્ટ બંધુ કોપાયમાન થાય છે.

## જ્ઞાનનું મહત્વ.

आहार निद्रा भय मैथुनानि समानि चैतानि नृणां पशूनाम् । ज्ञानं नराणामधिको विशेषो ज्ञानेन हीनाः पशुभिः समानाः ॥

ભોજન, નિંદ્રા, ભય, અને મૈથુન—એ મનુષ્યમાં અને પશુઓમાં સમાન છે. પણ મનુષ્યોમાં કેવળ જ્ઞાન વધારે છેઃ આથી જ્ઞાન રહિત નર પશુની બરાબર સમજવો.

## અતિથિસત્કારનું મહત્વ.

**दूरागतं पथि श्रांतं वृथा च गृहमागतम् ।**
**अनर्चयित्वा यो भुंक्ते स वै चांडाल उच्यते ॥**

દૂરથી આવવાવાળો, પંથી, થાકેલો અને ઘરપર આવેલો—એટલાને જમવાનું પૂછ્યાવિના જે જમે છે તે ચાંડાલ કહેવાય છે.

## દેશાટનના લાભ.

**यो न संचरते देशान् यो न सेवते पंडितान् ।**
**तस्य संकुचिता बुद्धि घृतबिंदुरिवांभसि ॥**

જે દેશાટન અને પંડિતોનો સમાગમ કરતો નથી તેની બુદ્ધિ પાણીમાં ઘીના ટીપાંની માફક સંકુચિત રહે છે.

## દેશાટન.

यस्तु संचरते देशान् यस्तु सेवते पंडितान् ।
तस्य विस्तारिता बुद्धिस्तैलबिंदुरिवांभसि ॥

જે જુદા જુદા દેશોમાં ફરે છે અને પંડિતોના સમાગમમાં રહે છે, તેની બુદ્ધિ પાણીમાં જેમ તેલનું બિંદુ વિસ્તાર પામે છે તેમ વિસ્તાર પામતી જાય છે.

## ગુણવાનના સંગ્રહની જરૂર.

रे कूप जीवनागार यदि दातृत्वमिच्छसि ।
तदा त्वं गुणवत्पात्रमेकं वा संनिधौ कुरु ॥

જીવનના ઉદકનું-જીવિકાનું-સાધન જે દ્રવ્ય તેનું-'અગર' થનારા હે કૂવા! તારે જો દાતૃત્વની કીર્તિ સંપાદન કરવી હોય તો તું તારી પાસે એક ગુણવંત પાત્ર (દોરી લગાડેલું પાત્ર-ગુણવાન્ પુરૂષ) રાખ.

## ઉત્તમ ગમે ત્યાંથી પણ ગ્રહણ કરવું.

विषादप्यमृतं ग्राह्यममेध्यादपि कांचनम् ।
नीचादप्युत्तमां विद्यां स्त्रीरत्नं दुष्कुलादपि ॥

ઝેરમાંથીએ અમૃતને, અશુદ્ધ પદાર્થમાંથીએ સોનાને, નીચ પાસેથીએ ઉત્તમ વિદ્યાને અને દુષ્ટ કુળમાંથીએ સ્ત્રીરત્નને લેવી ઉત્તમ છે.

## શ્રેષ્ઠત્વ ગુણથી જણાય.

**नहि ज्येष्ठस्य ज्येष्ठत्वं गुणैर्ज्येष्ठत्व मुच्यते ।**
**केतकी वरपत्रेषु लघुपत्रस्य गौरवम् ॥**

શ્રેષ્ઠત્વ જે ગણાય છે તે વય ઉપર નહીં, પણ ગુણ ઉપર ગણાય છે. જુઓ કેવડાનાં પાંદડાંમાં જે અત્યંત ન્હાનું તેની યોગ્યતા વિશેષ.

## જન્મથી ગુણકર્મસ્વભાવ માનવાં નહિ.

**एकोदर समुद्भूता एक नक्षत्रजातकाः ।**
**न भवंति समाः शीले यथा बदरि कंटकाः ॥**

એકજ ગર્ભથી અને એકજ નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા પુરૂષો પણ શીલમાં સમાન હોતા નથી—જેમકે બોર અને તેના કાંટા.

## દરેક ચીજમાંનો ગુણ ગ્રહણ કરવો.

**जन्मस्थानं न खलु विमलं वर्णनीयो न वर्णो ।**
**दूरे पुंसां वपुषि रचना पंकशंका करोति ॥**
**यद्यप्येवं सकल सुरभिद्रव्यगर्वापहारी ।**
**को जानीते परिमलगुणः कोऽपि कस्तूरिकायाः ॥**

કસ્તુરીનું જન્મસ્થાન જોઇએ તો તે કાંઇ બહુ નિર્મળ છે એમ નથી. વર્ણ પણ વર્ણન કરવા જેવો નથી. તેનો લેપ અંગ ઉપર કર્યો હોય તો કાદવ લગાડયો છે કે શું? એવો ભાસ થાય છે. પણ એટલું છતાંયે તે સર્વે સુગંધીઓથી ઉત્તમ છે, એ તેનો કેવો લોકોત્તર ગુણ છે?

**ખાખડની ખીલોડી સાકરનો સ્વાદ શું જાણે?**

**યથા खरश्चंदनभारवाही भारस्य वेत्ता न तु चंदनस्य ॥ एवं हि शास्त्राणि बहुन्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहंति ॥**

ગધેડા ઉપર ચંદનનાં સુગંધી કાષ્ટો ભર્યાં હોય છે, પણ તેનો ગુણ તેના જાણુવામાં આવતો નથી. ફક્ત મારા ઉપર કંઇ ભાર ભરેલો છે, એટલુંજ તેને જ્ઞાન હોય છે. તેમજ કોઇ પોતાની મતલબ પાર પાડવાને કાંઈ શાસ્ત્રાદિ ભણેલો હોય પણ તેના ખરા રહસ્યથી અજાણ હોય, તો તે પણ ભાર ઉપાડયા બરોબરજ છે.

## ઉત્તમ વસ્તુને જાહેર ખબરની જરૂર નથી?

वार्त्ता च कौतुकवती विमला च विद्या ।
लोकोत्तरः परिमलश्च कुरंगनाभेः ॥
तैलस्य बिंदुरिव वारिणि दुर्निवार ।
मेतत्रयं प्रसरति स्वयमेव लोके ॥

અદ્દભુત વાર્ત્તા, ઉત્કૃષ્ટ વિદ્ગત્તા, અને મૃગનાભી કસ્તૂરીનો લોકોત્તર પરિમલ (સુગંધ) એ ત્રણે તેલનું બિંદુ જેમ પાણીમાં પડતાં પોતાની મેળેજ ફેલાય છે તેમ આપોઆપ ચારે બાજુએ ફેલાય છે.

## વિદ્યાર્થીને શું ત્યાજ્ય છે?

कामक्रोधौ तथा लोभं स्वादु श्रृंगारकौतुकौ ।
अति निद्राति सेवा च विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥

કામ, ક્રોધ, લોભ, સ્વાદિષ્ટ વસ્તુ, શૃંગાર, રમત, અતિ નિદ્રા અને અતિ મહેનત આ આઠ વિદ્યાર્થીએ તજવાં.

## સુખ અને વિદ્યાનો સંબંધ?

**सुखार्थी च त्यजेद्विद्यां विद्यार्थी च त्यजेत्सुखम् ।**
**सुखार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् ॥**

જેને સુખ એટલે એશઆરામ જોઇએ તેણે વિદ્યા છોડી દેવી; અને જેને વિદ્યા જોઇતી હોય તેણે સુખ છોડી દેવું જોઇએ; કારણ જેને સુખ જોઇએ તેને વિદ્યા ક્યાંથી, અને જેને વિદ્યા જોઇએ તેને સુખ ક્યાંથી?

## સુખી કોણ થાય છે?

**धनधान्य प्रयोगेषु विद्या संग्रहणेषु च ।**
**आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥**

અન્ન અને ધનના વ્યાપારમાં, વિદ્યાનો સંગ્રહ કરવામાં, તેમજ આહાર અને વહેવારમાં જે પુરૂષ લજ્જાને દૂર રાખે છે, તેજ સુખી થાય છે.

## લક્ષ્મીનો વાસ ક્યાં થાય છે?

**मूर्खा यत्र न पूज्यंते धान्यं यत्र सुसंचितम् ।**
**दांपत्ये कलहो नास्ति तत्र श्रीः स्वयमागता ॥**

જ્યાં મૂર્ખો પૂજાતા નથી, અનાજનો સંગ્રહ હોય છે, અને સ્ત્રી પુરૂષમાં કલહ નથી હોતો, ત્યાં આપોઆપ લક્ષ્મી બીરાજમાન્ થાય છે,

## દેવ કોને સહાય કરે છે?

**उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।**
**षडेते यत्र वर्तंते तत्र देवः सहायकृत् ॥**

ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ–આ છ ગુણ જ્યાં હોય છે ત્યાં દેવ જરૂર સહાય કરનાર છે એમ જાણવું.

## સંપત્તિ કોની પાછળ જાય છે?

**उद्योगादनिवृत्तस्य ससहायस्य धीमतः ।**
**छायेवानुगता तस्य नित्य श्रीः सहचारिणी ॥**

નિરંતર ઘટતો ઉદ્યોગ કરનારા, બુદ્ધિમાન્, અને જેને સારા મિત્રોની અત્યંત અનુકૂલતા છે, એવા પુરૂષોની પાછળ સંપતિ પણ છાયા પ્રમાણે હમેશાં ચાલે છે.

## વિના આગથી શરીરને કોણ બાળે છે?

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या । पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाग्निना षट् प्रदहंति कायम् ॥

નીચ ગામમાં વાસ, નીચ કુલની સેવા, કુભોજન, કલહ કરવાવાળી સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા કન્યા —એ ૭ ચીજો વિના આગથી શરીરને બાળે છે.

( ૨ )

कांतावियोगः स्वजनापमानो रणस्य शेषः कुनृपस्य सेवा । दरिद्रभावो विषमा सभा च विनाग्निमेते प्रदहन्ति कायम् ॥

સ્ત્રીનો વિરહ, પોતાના સંબંધીમાં અનાદર, યુદ્ધ કરતાં બચી ગયેલો શત્રુ, દુષ્ટ રાજાની સેવા, દરિદ્રતા અને અવિવેકિયોની સભામાં હાજરી—એ વિના આગથી શરીરને બાળે છે.

## કોની પાસેથી શું શીખવું?

**सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ।**
**वायसात् पंच शिक्षेच्च षट् शुनस्त्रीणि गर्दभात् ॥**

સિંહથી એક, બગલાથી એક, કુકડાથી ચાર, કાગડાથી પાંચ, કુતરાથી છ અને ગધેડાથી ત્રણ ગુણ શીખી શકાય તેવા છે.

## સિંહથી શું શીખવું?

**प्रभूतं कार्यमल्पं वा यन्नरः कर्तुमिच्छति ।**
**सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥**

કાર્ય નાનું હોય અથવા મોટું હોય, પણ તેને સારૂ સર્વ પ્રકારે પ્રયત્ન કરવા ઉચિત છે; તે એક ગુણ સિંહ પાસેથી શીખવો જોઇએ.

## બગલાંપાસેથી શું શીખવું?

**इन्द्रियाणि च संयम्य बकवत्पंडितो नरः ।**
**देशकालबलं ज्ञात्वा सर्वकार्याणि साधयेत् ॥**

વિદ્વાન્ પુરૂષે ઇન્દ્રિયોનો સંયમ કરી, દેશ, કાળ અને બળને સમજીને, સર્વે કાર્યને સાધવું— એ એક ગુણ બગલાં પાસેથી શીખવો જોઇએ.

## કુકડાંપાસેથી શું શીખવું ?

प्रत्युत्थानं च युद्धं च संविभागं च बन्धुषु ।
स्वयमाक्रम्य भोगं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥

ઉચિત સમયે પ્રાતઃકાલમાં જલદી જાગવું, રણમાં ઉદ્યત રહેવું, ભાઇઓને તેમનો ભાગ દેવો અને પોતે આક્રમણ કરીને ભોજન કરવું, એ ચાર વાતો કુકડાં પાસેથી શીખવી જોઇએ.

## કાગડાપાસેથી શું શીખવું ?

गूढं मैथुन चारित्वं काले काले च संग्रहम् ।
अप्रमत्तमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥

વેર તથા મૈથુન ગુપ્ત કરવાં, સમયનો સંગ્રહ કરવો, સાવધાન રહેવું અને કોઇપર વિશ્વાસ ન કરવો, એ પાંચ ગુણ કાગડા પાસેથી શીખવાના છે.

## કુતરાપાસેથી શું શીખવું ?

बह्वाशीः स्वल्पसंतुष्टः सुनिद्रो लघुचेतनः ।
स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥

બહુ ખાવાની શક્તિ હોવા છતાં થોડે ભાગે પણ સંતુષ્ટ થવું, ગાઢનિદ્રા છતાં પણ ઝટપટ જાગવું; સ્વામિની ભક્તિ અને શૂરત—એ ગુણો કુતરા પાસેથી શીખવા જોઇએ.

## ગધેડાપાસેથી શું શીખવું?

**सुश्रांतोऽपि वहेद्भारं शीतोष्णे न च पश्यति ।**
**संतुष्ट श्च रते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥**

અત્યંત થાકી જાય તો પણ બોજો લઇ જવો, તડકા કે છાયાને ન ગણકારવો, અને સદા સંતુષ્ટ રહીને દીવસ કાઢવા, એ ત્રણ વાતો ગધેડા પાસેથી શીખવી જોઇયે.

## શું શેનો પ્રકાશ કરે છે?

**आचारः कुलमाख्याति देशमाख्याति भाषणम् ।**
**संभ्रमः स्नेहमाख्याति वपु राख्याति भोजनम् ॥**

આચાર કુળનો પ્રકાશ કરેછે, બોલી દેશનો પ્રકાશ કરે છે, આદર પ્રીતિનો પ્રકાશ કરે છે, અને શરીર ભોજનનો પ્રકાશ કરે છે.

## કોનામાં વિકાર થતો નથી?

**घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधं ।**
**छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदंडम् ॥**
**दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णं ।**
**न प्राणांते प्रकृति विकृतिर्जायते चोत्तमानाम् ॥**

ચંદન ફરી ફરી ઘસીએ તો પણ તેનો મનોહર ગંધ આવે છે; શેરડી ફરી ફરી કાપીએ તો પણ તે મીઠીજ લાગે છે; તેમજ સોનું પણ વારંવાર તપાવીએ તોપણ તેનો સુંદર વર્ણ જતો નથી; તાત્પર્ય કે, ઉત્તમ પુરૂષોની પ્રકૃતિમાં પ્રાણાંતે પણ વિકાર થતો નથી.

## કોનો વિશ્વાસ ન કરવો?

**नदीनां च नखीनां च शृंगिणां शस्त्रपाणिनाम् ।**
**विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥**

નદીઓનો, શસ્ત્ર ધારણ કરનારાઓનો, નખવાળા અને શીંગવાળાં પશુઓનો, સ્ત્રિયોનો, અને રાજકુલનો વિશ્વાસ કદી કરવો નહિ.

## ક્યાં વાસ ન કરવો?

यस्मिन्देशे न संमानो न वृत्ति र्न च बांधवाः ।
न च विद्यागमोऽप्यस्ति वासस्तत्र न कारयेत् ॥

જે દેશમાં ન આદર, ન જીવિકા, ન બન્ધુ, ન વિદ્યાનો લાભ હોય, ત્યાં કદી વાસ કરવો નહીં.

## કોનો ત્યાગ કરવો ?

त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ।
त्यजेत्क्रोधमुखीं भार्यां निस्नेहान्बांधवांस्त्यजेत् ॥

દયારહિત ધર્મનો ત્યાગ કરવો, વિદ્યાહીણ ગુરૂનો ત્યાગ કરવો, જેના મોઢેથી ક્રોધ પ્રગટ થાય એવી ભાર્યાને અલગ કરવી અને પ્રીતિ ન હોય તેવા ભાઇઓનો ત્યાગ કરવો.

## પૃથ્વીપર ભારરૂપ કોણ છે?

येषां न विद्या न तपो न दानं न चापि शीलं न गुणो न धर्मः । ते मृत्युलोके भुविभारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥

જે માણસમાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, શીલ નથી, ગુણ નથી, અને ધર્મ પણ નથી, તે આ સંસારમાં પૃથ્વીપર ભાર રૂપ થઇને મનુષ્ય રૂપમાં પણ મૃગની માફક ફર્યા કરે છે.

## આત્મા ક્યાં છે?

**पुष्पे गंधं तिले तैलं काष्ठे वन्हि पये घृतम् ।**
**इक्षौ गुडं तथा देहे पश्यात्मान विवेकतः ॥**

ફુલમાં ગન્ધ, તલમાં તેલ, કાષ્ટમાં આગ, દુધમાં ઘી, અને શેરડીમાં ગોળ જેમ દેખાય છે, તેમ આ દેહમાં આત્માનો વિચાર કરી જુઓ.

## ચલિત વસ્તુનો શોક શો?

**एक वृक्ष समारूढा रात्रौ नाना विहंगमाः ।**
**ते प्रभाते दिशो यांति का तत्र परिदेवना ॥**

રાત્રીને વિષે ઘણાં પક્ષિઓ એક ઝાડ ઉપર આવીને બેસે છે, અને સવારના પ્રહરમાં તેઓ જુદી જુદી દિશાઓ ભણી ઉડી જાય છે. તો એવી વસ્તુઓનો શોક શો કરવો?

### લક્ષ્મી કોને છોડી દે છે?

कुचैलिनं दन्तमलोपधारिणं बह्वशिनं निष्ठुर भाषिणं च । सूर्योदये चास्तमिते शयान विमुंचति श्री यदि चक्रपाणिः ॥

મેલાં લુગડાંવાળાને, મેલા દાંતવાળાને, અતિ આહારીને, કટુ વાણી બોલવાવાળાને, સૂર્યના ઉદય અને અસ્ત થવાને વખતે સૂવાવાળાને—તે વિષ્ણુ હોય તો પણ—લક્ષ્મી છોડી જાય છે.

### કોણ ટુંક સમયમાં નાશ પામે છે?

अनालोक्य व्ययं कर्त्ता अनाथः कलहप्रियः ।
आतुरः सर्व क्षेत्रेषु नरः शीघ्रं विनश्यति ॥

વગર વિચારે ખરચ કરવાવાળો, સહાયતા વગરનો હોવા છતાં લડાઇ કરવાવાળો, અને સર્વે જાતની સ્ત્રિયોમાં ભોગની ઇચ્છા ધરાવનારો પુરૂષ થોડા વખતમાં નાશ પામે છે.

### ટુંક સમયમાં શું નષ્ટ થાય છે?

नदीतीरे च ये वृक्षाः परगेहेषु कामिनी ।
मंत्रिहीनाश्च राजानः शीघ्रं नश्यंत्यसंशयः ॥

નદીને કીનારેનાં વૃક્ષ, વ્યભિચારી સ્ત્રી, અને પ્રધાન રહિત રાજા, એ ત્રણે થોડા વખતમાં નિઃસંશય નષ્ટ થઇ જાય છે.

## હતભાગી કોણ?

**द्यूतेन धनमिच्छंति मानमिच्छंति सेवया।**
**भिक्षया भोगमिच्छंति ते दैवेन विडंविताः ॥**

જુગાર રમી જે ધનપ્રાપ્તીની ઇચ્છા કરે છે, સેવા કરી માનની અપેક્ષા કરે છે, અને ભિક્ષાવૃત્તિનું અવલંબન કરી ભોગની આશા રાખે છે, તે હતભાગી સમજવા.

## ભય અને સહનશીલતા કયારે રાખવી?

**तावद्भयेषु भेतव्यं यावद्भयमनागतम्।**
**आगतं तु भयं दृष्ट्वा प्रहर्तव्यमशंकया ॥**

જ્યાં સુધી ભય આવ્યો નથી ત્યાં સુધી તેનાથી ડરવું જોઇએ, પરંતુ આવેલા ભયને જોઇને તો પ્રહારજ કરવો ઉચિત છે.

## બોલવામાં શીદ દરિદ્રતા રાખવી ?

**प्रियवाक्य प्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः ।**
**तस्मात्तदेव वक्तव्यं वचने किं दरिद्रता ॥**

મધુર વાણી બોલવાથી લોકો સંતુષ્ટ થાય છે; માટે જેને જેમ રૂચે તેમ તેની આગળ બોલવું. વચનમાં દરિદ્રતા શાસારૂ રાખવી ?

## મધ્યમ રીતે શું શું સેવવું ?

**अत्यासन्ना विनाशाय दूरस्था न फलप्रदाः ।**
**सेव्यतां मध्यभागेन राजा वन्हि गुरुः स्त्रियः ॥**

અત્યંત પાસે રહેવાથી વિનાશ થવાનો સંભવ રહે છે, અને દૂર રહેવાથી ફળ નથી મળતું; તે કારણથી રાજા, અગ્નિ, ગુરૂ અને સ્ત્રી એટલાને મધ્યમ રીતે સેવવા જોઇએ.

## કોણ મૃત્યુ સમાન ત્રાસદાયક છે ?

**दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।**
**स सर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥**

દુષ્ટ સ્ત્રી, શઠ મિત્ર, સામો ઉત્તર દેવાવાળો દાસ, અને સર્પના રહેઠાણવાળા ઘરમાં રહેવું, એ મૃત્યુ સમાન છે એમાં સંશય નથી.

## કોણ જીવતો રહે છે?

**उपसर्गेऽन्यचक्रे च दुर्भिक्षे च भयावहे ।**
**असाधुजन संपर्के यः पलायति स जीवति ॥**

ઉપદ્રવ થવાથી, શત્રુના આક્રમણથી, ભયાનક કાળ પડવાથી અને ખલ માણસોનો સંગ થવાથી, જે દૂર રહે છે તેજ જીવતો રહે છે.

## વેરી કોણ?

**ऋणकर्त्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।**
**भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपण्डितः ॥**

રૂણુ કરવાળો પિતા, વ્યભિચારી માતા, સુન્દર સ્ત્રી, અને મૂર્ખ પુત્ર એ વૈરી જાણુવાં.

## શું ગુપ્ત રાખવું?

**अर्थनाश मनस्तापं गृहिणीचरितानि च ।**
**नीचवाक्यं चापमानं मतिमान्न प्रकाशयेत् ॥**

ધનનો નાશ, મનનો તાપ, સ્ત્રીનું ચરિત્ર, નીચનાં વચન, અને અપમાન એટલી ચીજોનો બુદ્ધિમાને કદી પ્રકાશ કરવો નહિ.

## મહત્કાર્ય કોને કહેવું ?

धनं विद्या यशः सौख्यं स्वातंत्र्यं येन लभ्यते ।
दुर्गतानां विमुक्तिश्च महत्कार्यं विदुर्बुधाः ॥

જે કાર્યથી ધન, વિદ્યા, યશ, સુખ, સ્વતંત્રતા, અને સંકટમાં પડેલાઓનો છુટકો, એટલાં વાનાં પ્રાપ્ત થાય છે, તેનેજ પંડિતજનો મહત્કાર્ય કહે છે.

## સંતોષ શેમાં રાખવો, અને શેમાં નહિ?

संतोषः त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्त्तव्योऽध्ययने जपदानयोः ॥

પોતાની સ્ત્રી, ભોજન અને ધન એ ત્રણેમાં સન્તોષ રાખવો જોઇએ; પણ અભ્યાસ, જપ, અને દાન એ ત્રણમાં કદી સંતોષ માનવો નહિ: અર્થાત્ તેની તો વધારે ને વધારેજ ઇચ્છા કર્યા કરવી.

## યશ કોણ પામે છે?

पंडितैः सह संपर्क बंधुभिः सह मित्रताम् ।
ज्ञातिभिश्च समं मेलं कुर्वाणो न विनश्यति ॥

પંડિતોની સાથે સમાગમ; બંધુજનો સાથે પ્રેમ, અને જ્ઞાતિજનો સાથે સંપ, એટલાં વાનાં કરનાર સર્વદા યશ પામે છે.

## સભામાં કેવું બોલવું?

**तथ्यं पथ्यं सहेतु प्रियमितमृदुलं सार व दैन्यहीनं।**
**साभिप्रायं दुरापं सविनयमशठं चित्रमल्पाक्षरं च॥**
**बह्वर्थं कोपशून्यं स्मितयुत घन दाक्षिण्य संदेहहीनं।**
**वाक्यं ब्रूयाद्रसज्ञः परिषदि समये सप्रमेया प्रमत्तम्॥**

રસજ્ઞે સભામાં સમય જોઇ જે વાક્ય બોલવું તે આવા પ્રકારનું હોવું જોઇએ:—ખરૂં, હિતકર, સપ્રમાણ, પ્રિય, મિત, મૃદુ, અર્થયુકત, જુસ્સાદાર, સાભિપ્રાય, દુર્લભ, વિનયયુક્ત, અશઠ, મનોહર, સ્વલ્પ, પ્રૌઢ, શાંત, સસ્મિત, દાક્ષિણ્યયુક્ત, નિઃસંદેહ, પ્રમેય સહિત અને પ્રમાદ રહિત.

## વચન ક્યાં કહેવું?

**वचस्तत्रैव वक्तव्यं यत्रोक्तं सफलं भवेत्।**
**स्थायी भवति चात्यंतं रंगः शुक्लपटे यथा॥**

જેમ ધોળા કાપડ ઉપર રંગ સારો ઉઠે છે તેમ એવેજ ઠેકાણે ભાષણ કરવું કે જેમાં તેની સફલતા થાય, અને તે પૂર્ણપણે અસરકારક નિવડે.

## ભવન કે વન?

**यन्मनीषिपदांभोजरजःकणपवित्रितम् ।**
**तदेव भवनं नोचेद्भकारस्तत्र लुप्यते ॥**

જે ગૃહ વિદ્વજ્જનના ચરણની રજથી પવિત્રતાને પામેલું હોય તેજ ભવન, નહીં તો 'ભવન' શબ્દમાંનો 'ભ' કાઢી નાંખવો જોઇએ.

## કોની ક્યારે પરીક્ષા થાય?

**जानीयात्प्रेषणे भृत्यान् बान्धवान् व्यसनागमे ।**
**मित्रं चापत्तिकाले तु भार्यां च विभवक्षये ॥**

કામમાં લગાડવાથી સેવકોની, દુઃખ પડે ભાઇઓની, વિપત્તિકાલમાં મિત્રની, અને વૈભવનાશ થયે સ્ત્રીની પરીક્ષા થાય છે.

## શેનાથી શેનો નાશ થાય છે?

**कलहांतानि हर्म्याणि कुवाक्यांतं च सौहृदम् ।**
**कुराजांतानि राष्ट्राणि कुकर्मांतं यशो नृणाम् ॥**

કલહ પેઠો કે ઘરમાં સળો પેઠો; દુર્વચનનો પ્રારંભ થયો કે મિત્રતાની સમાપ્તિ થઇ; નઠારો રાજા આવ્યો કે રાજ્યની ઇતિશ્રી સમજવી; દુષ્કર્મ કરવા માંડયાં કે આબરૂની વળતી થઇ સમજવી.

## કોને શું કરવું જોઇએ?

**सत्कुले योजयेत्कन्यां पुत्रं विद्यासु योजयेत् ।**
**व्यसने योजयेच्छत्रुं मित्रं धर्मेण योजयेत् ॥**

કન્યા શ્રેષ્ઠ કુળવાળાને દેવી જોઇએ, પુત્રને વિદ્યા ભણાવવી જોઇએ, શત્રુને દુઃખ પહોંચાડવું ઉત્તમ છે, અને મિત્રને ધર્મનો ઉપદેશ કરવો જોઇએ.

## કોનું યૌવન શું ?

अर्थो नराणां पति रंग नाना ।
वर्षा नदीनामृतुराट् तरूणाम् ॥
स्वधर्मचारी नृपतिः प्रजानां ।
गतं गतं यौवनमानंयति ॥

અર્થસંચય પુરૂષનું, પતિ સ્ત્રીનું, વર્ષાઋતુ નદીનું, વસંત વૃક્ષનું, અને સ્વધર્મને અનુસરી ચાલનારો રાજા પ્રજાનું યૌવન ફરી ફરી લાવે છે.

## કોનું બુઢાપણ શું ?

अध्वा जरा मनुष्याणां वाजिनां बन्धनं जरा ।
अमैथुनं जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥

મનુષ્યોને આળસ એ બુઢાપણ છે, ઘોડાઓને બાંધી રાખવા એ બુઢાપો લાવનારૂં છે, સ્ત્રિયોને અમૈથુન બુઢાપા સમાન છે, અને વસ્ત્રો પરસેવાથી બુઢાં થાય છે.

## શાથી શું નાશ પામે છે?

उद्योगे नास्ति दारिद्र्यं जपतो नास्ति पातकम् ।
मौने च कलहो नास्ति नास्ति जागरिते भयम् ॥

ઉદ્યોગ કરવાથી દારિદ્ર નાશ થાય છે, જપ કરવાથી પાતકનો નાશ થાય છે, મૌન ધારણ કરવાથી કલેશ થતો નથી અને સાવચેત પાસે ભય આવતો નથી.

## શાથી શું સારું ?

वरं मौनं कार्यं न च वचन मुक्तं यदनृतं ।
वरं क्लैब्यं पुंसां न च पर कलत्राभिगमनम् ॥
वरं वेश्या पत्नी न पुनरविनीता कुलवधूः ।
वरं वासो रण्ये न पुनरविवेकाधिपपुरे ॥

અસત્ય ભાષણ કરવા કરતાં મૌન ધારણ કરવું સારૂં, પરદારાગમન કરવા કરતાં પુરૂષને નપુંસકત્વ આવવું સારૂં, અમર્યાદાથી ચાલનારી કુલાંગના કરતાં વેશ્યા-સંગતિ સારી, અને અવિવેકી અને જુલમી રાજાની રાજધાનીમાં રહેવા કરતાં અરણ્યમાં રેહેવું સારૂં.

## શેથી શું સારૂં થાય છે ?

एकाकिना तपो द्वाभ्यां पठनं गायनं त्रिभिः ।
चतुर्भिर्गमनं क्षेत्रं पंचभिर्बहु भीरणम् ॥

એકથી તપ, બેથી ભણવું, ત્રણથી ગાવું, ચારથી રસ્તે ચાલવું, પાંચથી ખેતી અને ઘણાથી યુદ્ધ સારી રીતે થાય છે.

## કોનાવિના કોણ અનાથ થઇ જાય છે ?

**आलस्यो पहृता विद्या परहस्त गतं धनम् ।**
**अल्प बीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥**

આળસ કરવાથી વિદ્યા નાશ પામે છે, બીજાના હાથમાં જવાથી ધન નિરર્થક થઇ જાય છે, બીજ બરોબર નહીં હોવાથી ખેતર બગડી જાય છે, અને સેનાપતિ વિના સેના મરી જાય છે.

## શાથી શું માલમ પડે છે ?

**अभ्यासाद्धार्यते विद्या कुलं शीलेन धार्यते ।**
**गुणेन ज्ञायतेत्वार्यः कोपो नेत्रेण गम्यते ॥**

અભ્યાસથી વિદ્યા, સુશીલતાથી કુળ, ગુણથી ભલા મનુષ્ય અને નેત્રથી કોપ માલમ પડે છે.

## કોને કેમ જીતવો ?

**अनुलोमेन बलिनं प्रतिलोमेन दुर्जनम् ।**
**आत्मतुल्य बलं शत्रुं विनयेन बलेन वा ॥**

બળવાન વેરીને અનુકુળ વ્યવહાર કરીને, અને દુર્જન હોયે તો તેની પ્રતિકુળતાથી અને બરોબરીઆને વિનય અથવા બળથી જીતવો.

## કોણ કયાંસુધી આપણે આધીન રહે છે ?

**स्वाधीना दयिता सुतावधि सुतोऽसौ षोडशाद्वावधि**
**स्यात्कन्या करपीडनावधि सुत स्त्री तद्दशत्वावधि ॥**
**जामाता बहुलांपितावधि सखा साधु प्रलापावधि ।**
**शिष्यो गुह्यनिरुपणावधि परे चैते धनित्वावधि ॥**

જ્યાંસુધી પુત્ર થયો નથી ત્યાંસુધી સ્ત્રી, છોકરો સોળ વર્ષનો થતાં સુધી, છોકરી લગ્ન થતાં સુધી, વહુ યૌવન દશા પ્રાપ્ત થતાં સુધી, જમાઇ જ્યાંસુધી તેને કંઇ ને કંઇ પ્રાપ્તી થતી રહે ત્યાંસુધી, મિત્ર તેને સારો કહીએ ત્યાંસુધી, શિષ્ય ગુરૂએ તેને કુંચી બતાવી નથી ત્યાંસુધી, અને સામાન્ય બીજા લોક પાસે પૈસો હોય ત્યાંસુધી આપણે સ્વાધીન રહે છે.

## કોને શાથી વશ કરાય ?

**लुब्धमर्थेन गृहीयात् स्तब्ध मंजलि कर्मणा ।**
**मूर्ख छन्दानुवृत्त्या च यथार्थत्वेन पण्डितम् ॥**

લોભીને ધનથી, અને અહંકારીને હાથ જોડવાથી, મૂર્ખની સાથે તેના જેવું વર્તન કરવાથી, અને પંડિતને સચ્ચાઇથી વશ કરી શકાય છે.

## કોને અર્થે શું ત્યાગવું ?

**त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।**
**ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवी त्यजेत् ।**

કુલના નિમિત્તે એકને છોડી દેવો જોઇએ, ગામનું હિત થતું હોય તો કુલનો ત્યાગ કરવો જોઇએ, દેશને અર્થે ગામનો અને પોતાને અર્થે પૃથ્વિ અર્થાત્ સર્વનો ત્યાગ કરવો ઉચિત છે.

## શાથી શું શોભે છે ?

**श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन ।**
**दानेन पाणिर्न तु कंकणेन ॥**
**विभाति कायः खलु सज्जनानां ।**
**परोपकारैर्न तु चन्दनेन ॥**

કાન શાસ્ત્ર સાંભળવાથી શોભે છે, પણ કુંડળ વિગેરે અલંકારો વડે શોભતા નથી; હાથ દાનથી શોભે છે, પણ કંકણુ વિગેરે ઘરેણુાંથી શોભતા નથી; તેમજ સજ્જનોનાં શરીર પરોપકાર કરવાથી શોભે છે, પણ ચંદન વિગેરેની ટાપટીપ કરવાથી શોભતાં નથી.

## શાથી શું નાશ પામે છે?

दारिद्रनाशनं दानं शीलं दुर्गतिनाशनम् ।
अज्ञाननाशिनी प्रज्ञा भावना भयनाशिनी ॥

દાન કરવાથી દરિદ્રતાનો નાશ થાય છે, સુશીલતા દુર્ગતિને દૂર કરે છે, બુદ્ધિ અજ્ઞાનનો નાશ કરે છે, અને ભકિત કરવાથી ભયનો નાશ થાય છે.

## શાથી શું નમ્ર થાય છે?

भवन्ति नम्रास्तरवः फलोद्गमै ।
रम्बिन्दुभिर्भूरिविलम्बिनो घनाः ॥
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः ।
स्वभाव एवैष परोपकारिणाः ॥

વૃક્ષો ફૂળ આવવાથી નમ્ર થાય છે, લાંબા વખત સુધી ઝૂલતાં વાદળાં નવાં પાણીથી નમ્ર થાય છે, અને અભિમાન વગરનાં સારાં મનુષ્યો સમૃદ્ધિથી નમ્ર થાય છે; માટે પરોપકારી પુરૂષોનો તો એવો સ્વભાવજ હોય છે.

## કોને શું નથી હોતું ?

अर्थातुराणां न पिता न बंधुः ।
कामातुराणां न भयं न लज्जा ॥
क्षुधातुराणां न बलं न तेज-
श्चिंतातुराणां न सुखं न निद्रा ॥

પૈસા સારૂ જે લોકોનાં ગળાં રેહેંસનાર હોય છે તે બાપ કે ભાઇ પણ જોતો નથી; જે કામાંધ થયો હોય તેને ભય પણ હોતો નથી અને લજ્જા પણ હોતી નથી; જે હમેશાં બુભુક્ષિત હોય છે તેને બળ પણ હોતુ નથી અને તેજ પણ હોતું નથી; અને જે ચિંતાતૂર હોય છે તેને સુખ પણ મળતું નથી અને નિદ્રા પણ આવતી નથી.

## કોના જેવું બીજું કોઇ નથી?

मातासमं नाऽस्ति शरीरपोषणम् ।
चिन्तासमं नाऽस्ति शरीरशोषणम् ॥
भार्यासमं नाऽस्ति शरीरतोषणम् ।
विद्यासमं नाऽस्ति शरीरभूषणम् ॥

માતાના જેવું શરીરનું પોષણ કરનાર બીજું કોઇ નથી; ચિન્તાના જેવું શરીરનું શોષણ કરનાર બીજું કોઇ નથી; સ્ત્રીના જેવું શરીરને આનંદ આપનાર બીજું કોઇ નથી; અને વિદ્યા જેવું શરીરને ભૂષણ આપનાર બીજું કોઇ નથી.

## શું કોને સાધ્ય નથી?

कोहि भारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सुविद्यानां कोऽप्रियः प्रियवादिनाम् ॥

સમર્થને કઇ વસ્તુ ભારી છે? કામમાં તત્પર રહેવાવાળાને શું અસાધ્ય છે? સુન્દર વિદ્યાવાળાને કયો વિદેશ છે? પ્રિય બોલવાવાળાને કોણ અપ્રિય છે?

## મોટા કોણ?

तरुमूलादिषु निहितं जलमाविर्भवति पल्लवाग्रेषु ।
निभृतं यदुपक्रियते तदपि महांतो वहंत्युच्चैः ॥

વૃક્ષનાં મૂળમાં જે પાણી રેડીએ તે જેમ તેના પલ્લવાગ્રપર પ્રગટ થાય છે; તેમ જે મોટા માણસો છે તે ગુપ્તપણે કરેલા ઉપકારોનો પણ પ્રસિદ્ધપણે ગુણ માને છે.

इति श्री नीतिमार्गोपदेशिका सप्तरत्नगीतायां
नीतिमार्गमुक्तप्रकाश नाम द्वितीयः काण्डः ॥



# आश्रमो धर्मनीति.

## સીતાજીના મહિનાનો રાગ.

કળ જુગ કળ જુગ રેહો કરી, ભ્રષ્ટ કર્મેથી થયા,
એવો વધાર્યો છે અનાચાર, દુનિયામાં રે ઝગડા થયા;
બ્રાહ્મણ ભણે નહી વેદાન્ત ને ન્યાય, શાસ્ત્રો રે છએ તજ્યા,
એવા નહીં કરે સન્ધ્યા ને પાઠ, દોષ કળજુગને જડયા.
કન્યાને રે દીયે કન્યાદાન, બ્રહ્મચર્યને રે હો તજી,
એવા પીતા લીયે ઘણું દ્રવ્ય, દાળીદ્ર આણવા હજી;
જૂઠું મુખેથી બોલે ઘણું, સાધારણ રે હો વાતમાં,
એવા વ્યસનથી ભર્યા ભરપૂર, શરીરનીરે ઘાતમાં.
ઉપદેશ કરે ગૃહમંદીર મોજાર, સ્ત્રીયો ભેગી કરી;
કથા કરે રે વિષયથી ભરપૂર, અમુક સ્ત્રીને હરી.
આવા ઉપદેશથી વધ્યો વ્યભિચાર, પતિવ્રત કયાં ગયું ?
તેથી તજોને રસિક, શાસ્ત્ર નીતિમાં સર્વે કહયું.
આર્યો ઉઘાડોને હવે નેત્ર, અવગુણ રે સર્વે તજી;
ભણે **હરજીવન** ખોલીને ભેદ, સત્યયુગ તો રે છે હજી.

આર્યભાઇઓ, આજકાલ જયાં જોઇએ ત્યાં કળજુગ કરીને ઉંચ વર્ણો કર્મથી ભ્રષ્ટ થઇ ગઇ છે, અને સ્વાર્થી ધર્મગુરૂઓએ અનેક જાતના નવા ધર્મો ઉભા કરી તે ધર્મને લગતાં વેદવિરૂદ્ધ પુસ્તકો બનાવી દુનિયામાં ઝગડા ઉભા કર્યા છે. એક ગ્રહસ્થના ઘરમાં તપાસ કરશો તો જણાશે કે પિતા વૈશ્ણવ, તો પુત્ર શૈવ અને માતા વળી અન્ય ધર્મ પાળવાવાળી હોય છે. આવી જાતના એકજ ઘરમાં ત્રણ ત્રણ ધર્મો જોવામાં આવે છે. તોપછી આપણા આર્યાવર્તમાં કે જયાં અસંખ્ય વસ્તી છે ત્યાં એવા કેટલા ધર્મો એ હિસાબે હશે? અસલ અને જૂનામાં જૂનો વેદોકત ધર્મ તે છે કે જે સનાતન સમયથીજ ચાલ્યો આવે છે, અને ચારે વેદ અને તેને લગતાં છ શાસ્ત્રો તથા ન્યાય, મીમાંસા, વિગેરેજ ખરાં શાસ્ત્રો છે, અને તેનેજ વળગી રહી તેમાં લખ્યા પ્રમાણે વર્ત્તવું, તે આપણા આર્યોનું કામ છે. હાલમાં બ્રાહ્મણોને જ્યારે પૂરી સંધ્યા કરવાનોયે પણ વખત મળતો નથી તો તે ષટ્ શાસ્ત્રોનું

અધ્યયન કરી નિત્ય નિયમ પ્રમાણે યજ્ઞ તો કરે ? આવી રીતે કર્મથી ભ્રષ્ટ થઇ કળજુગને દોષ દે છે. સાચું બોલવાવાળાને અને નીતિથી વર્ત્તવા-વાળાને કળજુગ શું અટકાવ કરે છે? માટે આર્ય ભાઇઓ, સત્યથી વર્તવું તેનું નામ સત્યયુગ છે. ઘણા કહે છે કે ભાઇ કળયુગ અનીતિ વર્ત્તાવે છે; ત્યારે અમારે દાખલા તરીકે કહેવું જોઇશે કે સવારના નિત્યકર્મ કરી ફરવા જતાં રસ્તામાં સર્પ નજરે પડયો અને પછવાડે દોડયો તો તમે શું તમારા બચાવને માટે પ્રયત્ન નહીં કરો? અલબત, કરશોજ; ગીતામાં લખ્યું છે કે પોતે પોતાનો શત્રુ અને પોતે પોતાનો મિત્ર છે, માટે અન્યાયને છોડી દઇ, નીતિથી વર્તો, કન્યાવિક્રયનો અટકાવ કરી, કન્યાનાં માબાપોએ યોગ્ય ઉમરના વરને ગુણકર્મસ્વભાવ મેળવીને કન્યાનું દાન દેવું જોઇએ, ને તેના પૈસા લેવા નહિ જોઇએ. આજકાલ તો તેને બદલે કન્યાને વેચી તેના માબાપો પૈસો લઇ ગ્રહસ્થ બનવાને બદલે દરિદ્રી થઇને બેસે છે. તે મહા અધમ રીતીનો ત્યાગ કરશો નહીં ત્યાં-

સુધી દરિદ્રી મટવાના નથી; કારણુ કે કન્યાનો પૈસો રક્ત બરાબર હોય છે, અને તે પૈસાનો ઉપયોગ કરવાથી બુદ્ધિ મલીન થઈ ભ્રષ્ટ થાય છે. માટે કન્યા-વિક્રય કરવો નહીં.

આર્ય ભાઇઓ! સાધારણ વાતમાં કોઇ દીવસ ખોટું બોલવું નહીં, અને અનેક જાતનાં વ્યસનોથી પોતાના શરીરને દુઃખમાં નાંખવું નહીં, કારણુ કે તેથી બૂઢાપામાં દુઃખ પામી, રોગથી રીબાવું પડે છે, અને છેવટે આત્મઘાત કરવો પડે છે; માટે તેમાંથી પોતે બચી, બીજાઓને બચાવી, નીતિથી વર્તવાને માટે ઉપદેશ કરવો, કે જે દરેક આર્ય ભાઇઓ અને બ્હેનોને ઉપયોગી થઇ પડે અને બચ્ચાંઓને દુર્ગુણુ અને વ્યસનોથી બચાવી સારી કેળવણી આપે, તથા તેમના હૃદયમાં એવી નીતિમય ઉંડી છાપ બેસાડે કે સ્ત્રીઓએ પવીત્ર આચરણુથી પોતાના પતિ પ્રત્યેની શું ફરજ છે, અને ગૃહસ્થાશ્રમમાં સાસુ-સસરા, વિગેરેની સાથે કેમ વર્તવું, તે વિષયનો વ્યવહાર જણુાય. સ્ત્રીઓએ જ્ઞાન વધારવાને માટે સ્ત્રી મંડળમાં

જવું, કે જ્યાં એકલી સ્ત્રીયોથીજ સદ્બોધ અપાતો હોય. હાલના વખતમાં બ્રાહ્મણો, સાધુઓ, અને વૈરાગીઓ, કે જેઓ મંદિરોમાં અથવા ગ્રહસ્થોના ઘરોને વિષે સ્ત્રીયોનાં ટોળાં ભેગાં કરી, લાંબા રાગડા તાણી, કામાગ્નિ અને વિષયથી ભરપૂર કથાઓ કરે છે અને તે કથામાં ફકત ઓખાહરણ, રૂક્ષ્મણીહરણ, અથવા સુભદ્રાહરણની વાતો કરે છે કે જેમાં પતિવ્રતા સ્ત્રીના નિયમોના પાલનને માટે લેશ પણ ઉપદેશ આવતો નથી. શ્રીકૃષ્ણ ભગવાન્ રૂક્ષ્મણીને હરી ગયા, ઓખાને પ્રદ્યુમ્ન હરી ગયો, સુભદ્રાને અર્જુન હરી ગયો, અને કૃષ્ણે ગોપીઓ સાથે વિહાર કર્યો, એવીજ વાતો એમાં આવે છે. જુઓ નીચેની એક ચાલુ કવિતા —

## વિશ્રામ.

જુવતીને જાતા જાણી, કંથ આડો ફર્યો,
કેમ નંદ ગોવાળ સાથે, નેહ નવો કર્યો;
પ્રથમ પરણી તું કેને, વાત સાચી કહે.
નીશ્ચે જાવા નહીં દઉં, અહીયાં ઉભી રહે;

ગોપની સ્ત્રી પતિવ્રત ધર્મનો લોપ કરી પોતાના પતિની આજ્ઞામાં નહીં રહેતાં કૃષ્ણ ભગવાન પાસે જવાને રસ્તે નીસરે છે ત્યારે ગોપીને તેનો ધણી પૂછે છે, "સ્ત્રી, તું પ્રથમ કોને પરણી હતી તેનો તો વિચાર કર; હવે કૃષ્ણની સાથે નવો સ્નેહ ભિડે છે, માટે હું પતિવ્રતનો ભંગ કરવા શામળા પાસે નહીં જવા દઉ." આ ઉપરથી આર્યભાઇઓ, દ્રષ્ટિ ખોલો અને વિચાર કરો કે વિધવા બ્હેનો, દીકરીઓ અને માતાઓ કથા સાંભળવા જાય છે, અને આવી રસિક વાતો સાંભળીને તેમના હૃદયમાં ખોટી છાપ બેસે છે, અને પતિવ્રતનો ભંગ કરવાને અચકાતી નથી અને વિચારે છે કે, ગોપીઓ જેવી જ્યારે કૃષ્ણ ભગવાન્ જેવા સાથે રમી, ત્યારે આપણે રમવામાં શું હાનિ છે? સ્ત્રીઓ જ્યારે ગોપીઓનો ધડો લે છે ત્યારે પુરૂષો કૃષ્ણનો ધડો લે છે! હે ગ્રહસ્થાશ્રમીઓ, વિચારો તો ખરા, કે આવા બનાવટી પુસ્તકો લખનારાઓ કે જેઓને પૂરતું જ્ઞાન હોતું નથી અને આગળ-પાછળનો વિચાર કર્યા સિવાય જેમ આવે તેમ નીતિથી

વિરૂદ્ધ લખી દુનીયામાં વ્યભિચાર અને ઝગડાનાં બીજ રોપે છે, તેઓનાં બનાવેલાં આવાં પુસ્તકો સ્ત્રીયોપાસે વંચાતાં હોય તે કેટલું નુકસાનકારક છે ? ભગવાનને માથે ખોટાં આળ ચડાવે તેવાં પુસ્તકોનો અને લંપટ, સ્વાર્થી, ઉપદેશકોનો વિશ્વાસ નહીં કરતાં, તેનો તિરસ્કાર કરો, અને બેન, દીકરી, માતા, વિગેરેને એવે સ્થળે જવા માટે અટકાવ કરો. સ્ત્રીયોની મંડળીમાં સ્ત્રીયોજ બોધ કરે, અને પુરૂષોમાં પુરૂષોજ ઉપદેશ કરે, એવી ગોઠવણ થવી જોઇએ, અને નીતિનાં પુસ્તકોનું અધ્યયન થાય એવેજ ઠેકાણે જવું, એવો નિયમ રાખવો જોઇએ. આપણા કૃષ્ણ ભગવાન્ કે જે મહાન્ યોગી, બ્રહ્મચર્યવ્રત ધારણ કરી રહેલા, અને મહાન ઉપદેશક હતા, તેમણે ગીતામાં અર્જુનને જે ઉપદેશ દીધો છે, તે જોતાં તે શું એવાં વ્યભિચાર વિગેરે પાપો પોતે કદીયે કરે ખરા ? એ કદી પણ બનેજ નહિ. બંધુઓ, ન્યાય અને નીતિથી વર્ત્તશો તો હંમેશ તમને સત્યયુગજ જણાશે.

## આશ્રમો ધર્મનીતિ.

આ ભાગમાં ચારે વર્ણના ગુણ, કર્મ, સ્વભાવ, વિગેરેનો સમાવેશ કર્યો છે, કે જે વાંચી મનન કરવાથી સુખ અનુકુલ પ્રતીત થાય છે, અને તે આશ્રમની પ્રાપ્તિને ઇચ્છે છે. વળી આથી ઉત્તમ વર્ણ, ઉચ્ચ ગુણ, કર્મ અને સ્વભાવ મેળવવાને પ્રાપ્ત થવાય છે. તે હકીકત સાથે ચારે વર્ણને આપત્ કાળમાં ક્યાં ક્યાં કર્મો કરવાં અને ખરા ખોટા સંન્યાસીઓ, પરમહંસો અને સાધુઓને કેમ ઓળખવા, વીગેરે ગૃહસ્થાશ્રમ, નીતિ, વિગેરેના ગુજરાતી પ્રાકૃત ભાષાટીકામાં ટુંકા લખાણનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે, કે જે સાધારણ માણસ પણ સહેલાઇથી સમજી શકે.

આ મનુષ્ય-દેહ માત્ર વિષય-સેવનમાંજ વ્યર્થ ગાળી નાંખવો અનુચિત છે. તેથી વીર્યવાન્ અને બુદ્ધિમાન્ અધિકારી જનો પોતાની જ્ઞાતિને ઉચ્ચ કરવા માટે અવશ્ય પોતાથી બને તે પ્રમાણે પોતાના મિત્રોને સદ્બોધ આપી, તે મુજબ પોતે વર્તી, સામાને વર્તાવી, શાંતિ આપશે, એવી કર્ત્તા આશા રાખે છે.

## ચારે વર્ણને વેદ ભણવાનો અધિકાર છે.

**यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः। ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय॥ यजु० अ० २६। २॥**

પરમેશ્વર કહે છે કે જેમ હું સર્વ મનુષ્યોને માટે આ સંસારના અને મુક્તિના સુખને આપનારી ઋગ્વેદાદિ ચાર વેદોની વાણીનો ઉપદેશ કરું છું તેમ તમે પણ કર્યા કરો. અહીંયાં કોઈ એમ શંકા કરે કે "જન" શબ્દથી માત્ર દ્વિજોજ સમજવા, કારણ કે સ્મૃતિ આદિ ગ્રન્થોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનેજ વેદ ભણવાનો અધિકાર લખ્યો છે, શૂદ્રાદિને નહિ, તો તેનો એ ઉત્તર છે કે (**ब्रह्मराजन्याभ्यां**) પરમેશ્વર સ્વયં કહે છે કે મેં બ્રાહ્મણ, ક્ષત્રિય, (અર્યાય) વૈશ્ય, (શૂદ્રાય) શૂદ્ર, (સ્વાય) પોતાના નોકરચાકર, સ્ત્રી, આદિ (અરણાય) અને અતિ શૂદ્રોને માટે પણ વેદનો પ્રકાશ કર્યો છે. માટે સર્વ મનુષ્યોએ વેદ ભણી-ભણાવી, જ્ઞાન વધારી, સારી

વાતનું ગ્રહણ અને ખરાબ વાતનું વર્જન (ત્યાગ) કરી દુ:ખોને દૂર કરી આનન્દને પ્રાપ્ત કરવો જોઇએ.

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चेति शूद्रताम् ।**
**क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैवच ॥**

**॥ मनु० १० । ६५ ॥**

શૂદ્ર કુળમાં ઉત્પન્ન થયેલો માણસ ક્ષત્રિય અને વૈશ્યની સમાન ગુણકર્મ અને સ્વભાવવાળો હોય તો તે શૂદ્ર કુળમાં જન્મ લેનાર માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય થઇ જાય છે. તેવીજ રીતે બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થનાર, ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થનાર, અથવા વૈશ્ય કુળમાં ઉત્પન્ન થનાર માણસ શૂદ્રના ગુણ, કર્મ, સ્વભાવવાળો હોય તો તે શૂદ્ર થઇ જાય છે. અર્થાત્ ચારે વર્ણમાંના જે જે માણસમાં સમાન ગુણ હોય તે તે માણસ તે તે વર્ણનો ગણાય.

## બ્રાહ્મણોને કરવાનાં કર્મ.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥ मनु०**
**शमोदमस्तपः शौचं क्षान्ति रार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

**भ० गी०**

વેદ ભણુવા તથા ભણાવવા, યજ્ઞ કરવો અને કરાવવો, દાન દેવું અને લેવું, એ છ કર્મો બ્રાહ્મણનાં છે. પરંતુ પ્રતિગ્રહ કરવો એ અધમ કાર્ય છે. મનથી ખરાબ કામની ઇચ્છા કદિપણ કરવી નહિ તથા મનને ખરાબ કામમાં કદિપણ જવા દેવું નહિ. શ્રોત્ર અને ચક્ષુ આદિ ઇન્દ્રીયોને અન્યાયાચરણથી રોકી ધર્મમાં ચલાવવા અને સદા બ્રહ્મચારી અને જીતેન્દ્રિય થઇ ધર્માનુષ્ઠાન કરવું.

### ક્ષત્રીયોને કરવાનાં કર્મો.

प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेवच ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासत: ॥
मनु० १ । ८९ ॥

शौर्यं तेजो धृति दाक्ष्यं युद्ध चाप्यपलायनम् ।
दानमीश्वर भावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥
भ० गी० १८, ४३ ॥

ન્યાયથી પૃથ્વીની રક્ષા અર્થાત્ પક્ષપાતનો ત્યાગ કરી શ્રેષ્ઠનું પાલન તથા દુષ્ટોનો તિરસ્કાર કરવો, વિદ્યા અને ધર્મની પ્રવૃત્તિ તથા સુપાત્રને દાન આપવું,

અગ્નિહોત્રાદિ યજ્ઞો કરવા, વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન કરવું, વિષયોમાં આસક્તિ ન રાખવી, જિતેન્દ્રિય રહી સદા આત્મા અને શરીરને બલયુક્ત બનાવવાં.

બળવાન પુરૂષોને પણ પ્રહાર કરવાની પ્રવૃત્તિ, શત્રુઓથી પરાભવ ન પામવો, વિપત્તિમાં શરીર તથા ઇંદ્રિયોને વ્યાકુળ ન થવા દેવાં, અણધાર્યાં આવી પડેલા કામમાં પણ સાવધાનતાથી પ્રવૃત્તિ, શસ્ત્રોનો પ્રહાર થયા છતાં પણ રણમાંથી પાછું ન હઠવું, સંકોચથી રહિત થઇ દાનશીલતા રાખવી અને પક્ષપાત રહીત થઇ નઠારા માર્ગમાં ચાલનારાં પ્રાણીઓને નિયમમાં રાખવાનું સામર્થ્ય વિચારીને આપવું, પ્રતિજ્ઞા પૂરી કરવી તથા પ્રતિજ્ઞાનો ભંગ કદિપણ કરવો નહિ, એ કર્મો ક્ષત્રિય વર્ણનાં છે.

## વૈશ્યને કરવાનાં કર્મો.

**पशुनां रक्षण दानं मिज्याध्ययनमेव च ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेवच ॥**

**मनु० १ । ९० ॥**

अपरंच—लोहकर्म्म तथा रत्नं गवाच प्रतिपालनम् ।
वाणिज्यं कृषि कर्म्माणि वैश्यवृत्ति रुदाहृता ॥
पाराशर संहिता.

ગાય આદિ પશુઓનું પાલન તથા વર્ધન કરવું, વિદ્યા અને ધર્મની વૃદ્ધિ કરવામાં ધનાદિનો ખર્ચ કરવો, અગ્નિહોત્રાદિ યજ્ઞો કરવા, લુહારનું કામ, રત્ન જડવાનું કામ ( સોની ), વાણીજ્ય, વેપાર, અને ખેતી કરવી, એ વૈશ્યનાં ગુણકર્મો છે.

## શૂદ્રોને કરવાનાં કર્મો.

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषा मन सूयया ॥
मनु० १ । ९१ ॥

શૂદ્રને યોગ્ય છે કે નિંદા, ઇર્ષા, અભિમાન આદિ દોષોનો ત્યાગ કરી, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની યથાયોગ્ય સેવા કરવી અને તેનાથીજ પોતાની જીવિકા ચલાવવી.

## ચારે વર્ણના સ્વભાવ.

**शमो दमस्तपः शौचं संतोषः क्षान्तिरार्जवम् ।**
**मद्भक्तिश्च दया सत्यं ब्रह्मप्रकृतयस्त्विमाः ॥**

શમ, દમ, તપ, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, ઇશ્વર–ભક્તિ, દયા, તથા સત્ય, એ બ્રાહ્મણ જાતિનો સ્વભાવ હોવો જોઇએ,

**तेजो बलं धृतिः शौर्यं तितिक्षौदार्यमुद्यमः ।**
**स्थैर्यं ब्रह्मण्यतैश्वर्यं क्षत्रप्रकृतयस्त्विमाः ॥**

તેજ, બળ, ધૈર્ય, શૌર્ય, સહનશીલતા, ઉદારતા, ઉધમ, સ્થિરતા, બ્રાહ્મણો તરફ માનદૃષ્ટિ અને ઐશ્વર્યં, એ ક્ષત્રિયોનો સ્વભાવ હોવો જોઇએ.

**आस्तिक्यं दाननिष्ठा च अदम्भो ब्रह्मसेवनम् ।**
**अतुष्टिरर्थो पचये वैश्य प्रकृतयास्त्विमाः ॥**

આસ્તિકતા, દાન ઉપર નિષ્ઠા, નિષ્કપટપણું, બ્રાહ્મણોની સેવા તથા ધનની વૃદ્ધિ થતાં પણ વધુ મેળવવાની ચાલુ ઇચ્છા—એ વૈશ્યોનો સ્વભાવ છે.

शुश्रूषणं द्विजगवां देवानां चाप्यमायया ।
तत्र लब्धेन संतोषः शूद्रप्रकृतयस्त्विमाः ॥

બ્રાહ્મણો, ગાયો તથા દેવોની નિષ્કપટ રીતે સેવા કરતાં જે કંઇ મળે તેના ઉપર સંતોષ રાખવો, એ શૂદ્રનો સ્વભાવ છે.

ઉપદેશ કરવામાં કુશળ, કોઇને પણ નહીં ઠગનાર, દયાથીજ સર્વ કાર્ય કરનાર તથા વિવેકી જે હોય તેને સાધુ મહાત્મા પુરૂષ જાણવો.

## પ્રભુ ભજનની જરૂર.

विप्रो राजन्य वैश्यौ च हरेः प्राप्ताः पदान्तिकम् ।
श्रौतेन जन्मनाथापि मुह्यन्त्याम्नाय वादिनः ॥

બ્રાહ્મણો, ક્ષત્રિયો, અને વૈશ્યો ઉપનયન સંસ્કારથી તથા વેદાધ્યયનથી ભગવાનના ભજનના અધિકારી થયા છે, છતાં પણ વેદમાં કરેલી ફળ સ્તુતિનાં વચનો ઉપર મોહ પામીને જાણતાં છતાં પણ ભગવાનને ભજતા નથી, અને કર્મો કરવાંમાં આસકત થઇ રહે છે, તે અર્ધદગ્ધ લોકો ઉપેક્ષા કરવા યોગ્ય છે.

## આત્મજ્ઞાનની જરૂર.

**ये कैवल्यमसंप्राप्ता ये चातीताश्च मूढताम् ।**
**त्रैवर्गिका ह्यक्षणिका आत्मानं घातयन्तिते ॥**

અજ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનીઓના અનુગ્રહથી તરે છે, અને તત્વજ્ઞાનીઓ પોતાની મેળેજ તરી જાય છે, પરન્તુ અર્ધદગ્ધ પુરૂષો તો ધર્મ, અર્થ તથા કામને મુખ્ય માનનારા હોય છે અને તે એક ક્ષણ પણ શાંતિ ભોગવતા નથી. તેઓ સ્વસ્વરૂપને ન જાણુવાથી સંસારમાં જન્મ મરણ પામ્યા કરે છે.

## કોનો ઉપનયન સંસ્કાર ક્યારે કરવો?

**अत्र प्रमाणानि–अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥ गर्भाष्टमेवा ॥ एकादशे क्षत्रियम् ॥ द्वादशे वैश्यम् ॥ आषोडशाद् ब्राह्मणस्यानतीतः कालः ॥ आद्वाविंशात्क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्य, अतऊर्ध्वं पतित साविन्नोका भवन्ति ॥ ६ ॥** આશ્વ.ગૃ.સૂ.કં.૧૯

(આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે. સૂ૦૧-૬)

જે દિવસ જન્મ થયો હોય, અથવા જે દીવસે ગર્ભ રહ્યો હોય તેનાથી આઠમે વર્ષે બ્રાહ્મણનો, જન્મ અથવા ગર્ભથી અગીયારમે વર્ષે ક્ષત્રિયનો, અને જન્મ અથવા ગર્ભથી બારમા વર્ષમાં વૈશ્યના બાલકનો યજ્ઞોપવીત સંસ્કાર કરવો. બ્રાહ્મણનો સોળમા, ક્ષત્રિયનો બાવીસમા અને વૈશ્યનો ચોવીસમા વર્ષ પહેલાં આ સંસ્કાર થવો જોઇએ. જો એટલી મુદતમાં ન થાય તો પછી તેઓ પતિત માનવા.

**वसन्ते ब्राह्मणमुपनयेत् । ग्रीष्मे राजन्यम् । शरदि वैश्यम् । सार्वकालमेके ॥ शतपथ ब्रा० ॥**

બ્રાહ્મણનું વસંત, ક્ષત્રિયનું ગ્રીષ્મ અને વૈશ્યનું શરદ્ ઋતુમાં યજ્ઞોપવીત કરવું; અથવા સર્વ ઋતુઓમાં ઉપનયન થઇ શકે છે. (આ સંસ્કાર પ્રાતઃકાળમાંજ થાય છે.)

**पयोव्रतो ब्राह्मणो यवागूव्रतो राजन्य अ.भिक्षाव्रतो वैश्यः ॥ શત૦ બ્રા૦ ॥**

જે દીવસે બાળકનું યજ્ઞોપવીત કરવું હોય તેનાથી ત્રણ અથવા એક દિવસ પૂર્વે ત્રણ અથવા

એક વ્રત બાળકને કરાવવું જોઇએ. એ વ્રતમાં બ્રાહ્મણના છોકરાએ માત્ર દુધ પીને, ક્ષત્રિયના છોકરાએ જવની રાબ અને વૈશ્યના છોકરાએ શ્રીખંડ ખાઇને રહેવું જોઇએ; આ વિના બીજા પદાર્થો નહીં ખાવા; જયારે જયારે ભૂખ લાગે ત્યારે ત્યારે ઉપરોકત પદાર્થોજ ખાવા, બીજા નહીં.

જે દિવસે ઉપનયન કરવું હોય તેના આગલા દિવસે બધી સામગ્રી એકઠી કરી બરાબર શોધન કરી લેવું; અને પછી પ્રાતઃકાળમાં વેદીની આસપાસ સામગ્રી તથા સંસ્કારોપયોગી અન્ય પદાર્થો પ્રથમથી યથાસ્થાને મૂકી દેવા; પશ્ચાત્ બાળકની હજામત કરાવી, શુદ્ધ જળ વડે સ્નાન કરાવી, શુદ્ધ વસ્ત્ર પહેરાવી, તેને કંઇ મિષ્ટાન્ન ખવરાવી, યજ્ઞમંડપમાં પિતા અથવા આચાર્યે વેદિના પશ્ચિમ ભાગમાં સુંદર આસન ઉપર બેસાડી અને સંસ્કારવિધિમાં લખ્યા પ્રમાણે પ્રમાણિક બ્રાહ્મણ, પંડિત, શાસ્ત્રી, વિગેરે સાથે રાખીને શુદ્ધ મંત્રથી કર્મ કરવું.

## બ્રહ્મચર્ય આશ્રમના ધર્મો.

**द्वितीयं प्राप्यानुपूर्व्याज्जन्मोपनयनं द्विजः ।**
**वसन्गुरुकुले दान्तो ब्रह्माधीयीत चाहुतः ॥**

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈસ્ય જાતિના લોકોએ ગર્ભાધાન સંસ્કારથી માંડીને અનુક્રમે પ્રાપ્ત થયેલો ઉપનયન ( જનોઇ ) સંસ્કાર જે બીજો જન્મ કહેવાય છે, તે જન્મ થયા પછી એટલે દ્વિજ થયા પછી જિતેંદ્રિય થઇ ગુરૂને ઘેર રહેવું અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વેદ ભણવા.

## બ્રહ્મચર્યાશ્રમના ધર્મો.

**प्रतिदिनं रात्रेः पश्चिमे यामे चोत्थायावश्यकं कृत्वा दन्तधावनस्नानसन्ध्योपासनेश्वरस्तुतिप्रार्थनोपासना योगाभ्यासान्नित्यमाचर ॥ क्षुरकृत्यं वर्जय ॥ मैथुनं वर्जय ॥**

રાત્રીના પાછલા પહોરમાં ઉઠી આવશ્યક શૌચાદિ દંત ધાવન ( દાતણ ), સ્નાન, સન્ધ્યોપાસન, ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના તથા ઉપાસના, અને યોગાભ્યાસનું

આચરણ નિત્ય કરવું, હજામત તથા આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો; (સ્ત્રીનું ધ્યાન, કથા, સ્પર્શ, ક્રીડા, દર્શન, આલિંગન, એકાંતવાસ, અને સમાગમ આ આઠ પ્રકારના મૈથુન કહેવાય છે) જે એને છોડે છે તે બ્રહ્મચારી કહેવાય છે.

रेतो नावकिरेज्जातु ब्रह्मव्रतधरः स्वयम् ।
अवकीर्णेऽवगाह्याप्सु यतासु त्रिपदी जपेत् ॥

ગ્રહસ્થવિના બીજા કોઇ પણ આશ્રમવાળાએ કોઇ દિવસે વીર્યનો ત્યાગ કરવો નહીં. કદાચ પોતાની મેળેજ વીર્ય સ્ખલિત થઇ જાય, તો જળથી નાહી, પ્રાણાયામ કરીને ગાયત્રીનો જપ કરવો.

अग्न्यर्काचार्य गोविप्रगुरुवृद्धसुरान् शुचिः ।
समाहित उपासीत सन्ध्ये च यतवाग्जपन् ॥

પવિત્ર તથા સાવધાન થઇને અગ્નિ, આચાર્ય, સૂર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, અને વૃદ્ધ દેવોની ઉપાસના કરવી, મૌન રહીને ગાયત્રી જપ કરવા, અને પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યા કરવી.

**सायं प्रातरुपानीय भैक्ष्यं तस्मै निवेदयेत् ।**
**यच्चान्यदप्यनुज्ञातमुपयुञ्जीत संयतः ॥**

સવારે અને સાંજે ભિક્ષા માંગી લાવીને ગુરૂને અર્પણ કરવી, અને બીજું જે કંઇ મળે તે પણ ગુરૂને અર્પણ કરવું; અને જિતેન્દ્રિય એવા શિષ્યે ગુરૂ આજ્ઞા કરે તે પ્રમાણે વર્તવું.

**एवंवृत्तो गुरुकुले वसेद्भोगविवर्जितः ।**
**विद्या समाप्यते यावद्बिभ्रद्व्रतमखण्डितम् ॥**

આ રીતે ખાવું, પીવું મોજમજા ઉડાવવી, વિગેરે સર્વ ભોગનો ત્યાગ કરીને વિદ્યા પૂરી થાય ત્યાં સૂધી અખણ્ડિત બ્રહ્મચર્ય ધારણ કરી ગુરૂના ઘરમાં રહેવું.

**स्त्रीणां निरीक्षण स्पर्श संलापक्ष्वेलनादिकम् ।**
**प्राणिनो मिथुनी भूतान् ग्रहस्थोऽग्रतस्त्यजेत् ॥**

બ્રહ્મચારીએ, વાનપ્રસ્થે અથવા તો સંન્યાસીએ સ્ત્રીઓનું દર્શન, સ્પર્શ, ભાષણ તથા હાસ્ય વિગેરેનો ત્યાગ કરવો તથા સ્ત્રી પુરૂષનાં જોડાંનો પણ મુખ્યત્વે કરીને ત્યાગ કરવો.

एवं बृहद्व्रतधरो ब्राह्मणोऽग्निरिव ज्वलन् ।
मद्भक्तस्तीव्रतपसा दग्ध कर्माशयोऽमलः ॥

આવી રીતે નૈષ્ઠિક બ્રહ્મચારીનું વ્રત ધારણ કરવાથી અગ્નિની પેઠે બ્રાહ્મણ પ્રકાશે છે; અને તે જો નિષ્કામ હોય તો તેનું અતઃકરણ રૂપી લિંગ-શરીર તીવ્ર તપથી બળી જઇને તે મારો ભક્ત થાય છે, એમ ભગવાન કહે છે.

अथानन्तरमावेक्ष्यन्यथाजिज्ञासितागमः ।
गुरवे दक्षिणां दत्त्वा स्नायाद्गुर्वनुमोदितः ॥

પરંતુ ગૃહસ્થાશ્રમમાં જવાની ઇચ્છા હોય તો તેણે ગુરૂપાસે વેદાભ્યાસ કરી, ગુરૂની આજ્ઞા પ્રમાણે ગુરૂ દક્ષિણા આપી, બ્રહ્મચર્ય વ્રત પૂર્ણ કરવા માટે સ્નાન કરવું એટલે સમાવર્તન નામનું વ્રત કરવું.

गृहं वनं वोप विशेत्प्रव्रजेद्वा द्विजोत्तमः ।
आश्रमादाश्रमं गच्छेन्नान्यथा मत्परश्चरेत् ॥

અને પછી જો વિષય ભોગવવાની ઇચ્છા હોય તો ગ્રહસ્થાશ્રમ ધારણ કરવો, અંતઃકરણ શુદ્ધ કરવાની

ઇચ્છા હોય તો વનમાં જવું અથવા તો શુદ્ધ અંતઃકરણ હોય અને ઉત્તમ બ્રાહ્મણ થવું હોય તો સંન્યાસ લેવો; પરંતુ ખરા ભક્તને આશ્રમ ગ્રહણ કરવાની ખાસ જરૂર નથી. માત્ર અભક્તને આશ્રમની જરૂર છે. અને તેણે પૂર્વના આશ્રમથી પછીના આશ્રમમાં જવું, પરંતુ પછીના આશ્રમથી પૂર્વના આશ્રમમાં જવું નહીં.

## લગ્ન ક્યારે કરવું?

**चतस्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनंसंपूर्णता किञ्चित् आषोडशाद् वृद्धिरापञ्चविंशतेर्यौवनमाचत्वारिंशतः संपूर्णता ततः किञ्चित्परिहाणिश्चेति ॥**

**सुश्रुते, सूत्रस्थाने ॥**

સોળમા વર્ષ પછી મનુષ્યના શરીરની સર્વ ધાતુઓની વૃદ્ધિ, પચ્ચિસમા વર્ષથી યુવાવસ્થાનો આરંભ, ચાળીસમા વર્ષ સૂધીમાં યુવાવસ્થાની પૂર્ણતા અર્થાત્ સર્વ ધાતુઓની પૂર્ણ પુષ્ટિ, અને પછીથી કિંચિત્

કિંચિત્ વીર્યનો અને તમામ ધાતુઓનો નાશ થતો જાય છે; મતલબ કે ચાળીસમા વર્ષમાં સઘળા અવયવો સંપૂર્ણતાને પામે છે, અને ત્યાર પછી ખાનપાનથી જે વીર્ય ઉત્પન્ન થાય છે, તેનો થોડો થોડો નાશ થતો જાય છે. આથી સિદ્ધ થાય છે, કે જો જલદી વિવાહ કરવાની મરજી હોય તો પણ કન્યાની ઉમર ઓછામાં ઓછી સોળ વર્ષની અને પુરૂષની ઓછામાં ઓછી પચ્ચીસ વર્ષની હોવીજ જોઇએ. લગ્નનો મધ્યમ સમય કન્યાને માટે વીસ વર્ષનો અને પુરૂષને માટે ચાળીસ વર્ષનો છે; તથા ઉત્તમ સમય કન્યાને માટે ચોવીસ અને પુરૂષને માટે અડતાળીસ વર્ષનો છે. જેઓ પોતાના કુળને ઉત્તમ ઉત્તમ સન્તાન વાળું, દીર્ઘાયુ, સુશીલ, બુદ્ધિયુક્ત, બળવાન, પરાક્રમયુક્ત, વિદ્વાન અને શ્રીમાન કરવાની ઇચ્છા રાખતા હોય તેઓએ કન્યાનો સોળ વર્ષથી નાની અને પુરૂષનો પચ્ચીસ વરસથી નાની ઉમરમાં કદી પણ વિવાહ નહિ કરવો એજ સર્વ સુધારાનો સુધારો, સૌભાગ્યનુ સૌભાગ્ય અને સર્વ ઉન્નતિની ઉન્નતિ કરનાર કર્મ છે.

એ અવસ્થામાં બ્રહ્મચર્ય રખાવીને પોતાનાં સન્તાનોને વિદ્યા તથા સુશિક્ષા ગ્રહણ કરાવવી કે જેથી તેઓ ભવિષ્યમાં ઉત્તમ થાય.

## ઋતુદાનનો સમય.

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतस्सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥
ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशस्मृताः ।
चतुर्भिरितरैः सार्द्धमहोभिः सद्विगर्हितैः ॥ ४६ ॥
तासामाद्या श्चतस्रस्तु निन्दितैकादशी चया ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्र यः ॥ ४७ ॥
युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्त्तवे स्त्रियम् ॥४८॥
पुमान् पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।
समे पुमान् पुंस्त्रियौ वा क्षीणेऽल्पे च विपर्ययः॥४९॥
निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।
ब्रह्मचार्य्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥ ५० ॥

मनु० अ० ३.

મનુ આદિ રૂષિઓએ રૂતુદાનના સમયનો નિશ્ચય આ પ્રમાણે કર્યો છે:—

સદા પુરૂષ રૂતુકાળમાંજ સ્ત્રીસમાગમ કરે, તથા પોતાની સ્ત્રી વિના અન્ય સ્ત્રીનો સર્વદા ત્યાગ કરે. એજ પ્રમાણે સ્ત્રી પણ પોતાના પતિ વિના અન્ય પુરૂષોથી સદૈવ પૃથક્ રહે. જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના વિવાહિત પતિવિના પરપુરૂષનો સંગ કદીપણ નથી કરતી, તેમ જે પુરૂષ સ્ત્રીવ્રત અર્થાત્ પોતાની વિવાહીતા સ્ત્રીનાથીજ પ્રસન્ન રહે છે, તેણે જયારે રૂતુદાન આપવું હોય ત્યારે પર્વ અર્થાત્ રૂતુદાનના સોળ દિવસોમાં પૌર્ણમાસી, અમાવાસ્યા, ચતુર્દશી અથવા અષ્ટમી આવે તેને બાદ કરીને બીજા દિવસમાં રતિક્રિયા કરવી. સ્ત્રીઓનો સ્વાભાવિક રૂતુકાળ સોળ રાત્રિનો છે–અર્થાત્ રજોદર્શનના દિવસથી સોળમા દિવસ સુધી રૂતુ સમય છે. તેમાંની પ્રથમ ચાર રાત્રિઓ અર્થાત્ જે દીવસથી રજસ્વલા થાય તે દિવસથી આગળના ચાર દિવસ નિન્દિત છે. માટે પ્રથમ, દ્વિતીય, તૃતીય, તથા ચતુર્થ રાત્રિમાં પુરૂષે

સ્ત્રીનો સ્પર્શ કિંવા સ્ત્રીએ પુરૂષનો સંબંધ કદીપણ ન કરવો, અર્થાત્ રજસ્વલાના હાથનું પાણી સુદ્ધાં ન પીવું. તે સ્ત્રીએ કંઇ કામપણ ન કરવું; પરંતુ એકાંતમાં બેસી રહેવું કારણ કે આ ચાર રાત્રિઓમાં સમાગમ કરવો તે વ્યર્થ અને મહારોગકારક છે. રજ એ સ્ત્રીના શરીરમાંથી એક પ્રકારનું વિકૃત ઉષ્ણ રૂધિર જેવું કે ફોલ્લાઓમાંથી પરૂ અગર લોહી નીકળે છે તેવો એક પદાર્થ છે. જેમ પ્રથમની ચાર સ્ત્રી રૂતુદાનને માટે નિંદિત છે, તેમજ અગીયારમી તથા તેરમી રાત્રી પણ નિંદિત છે; અને બાકીની દશ રાત્રિઓ રૂતુદાનને માટે શ્રેષ્ઠ છે. જેને પુત્રની ઇચ્છા હોયં તેણે છઠ્ઠી, આઠમી, બારમી, ચૌદમી અને સોળમી એ છ રાત્રિઓ રૂતુદાનને માટે ઉત્તમ જાણવી. પરંતુ તેમાંની ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. જેને પુત્રીની ઇચ્છા હોય તેણે પાંચમી, સાતમી, નવમી અને પંદરમી એ ચાર રાત્રિઓ ઉત્તમ સમજવી; પુરૂષનું વીર્ય રૂતુદાનમાં અધિક હોય તો પુત્ર અને સ્ત્રીનું આર્ત્તવ અધિક હોય તો કન્યા અને વીર્ય અને આર્ત્તવ

સમાન હોય તો નપુંસક પુત્ર અથવા વંધ્યા કન્યા ઉત્પન્ન થાય છે; અને જો પુરૂષ ક્ષીણ વા અલ્પ વીર્ય કે સ્ત્રી ક્ષીણ અથવા અશુદ્ધ આર્ત્તવવાળી હોય તો ગર્ભ નથી રહેતો; અગર રહીને પડી જાય છે. જે પૂર્વની આઠ (પ્રથમની ચાર, અગીયારમી, તેરમી, તથા બે પર્વની) નિન્દિત રાત્રીઓ બતાવી છે તેમાં જે પુરૂષ સ્ત્રીસંગ નથી કરતો તે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં બ્રહ્મચારીજ કહેવાય છે.

## ગૃહસ્થાશ્રમ નીતિ.

**इज्याध्ययनदानानि सर्वेषां च द्विजन्मनाम् ।**
**प्रतिग्रहोऽध्यापनं च ब्राह्मणस्यैव याजनम् ॥**

યજન કરવું, વેદાધ્યયન કરવું અને દાન દેવું, આ દ્વિજ જાતિના એટલે બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્યના ધર્મ છે. તેમ દાન લેવું, વેદ ભણાવવો અને યજ્ઞ કરાવવો, આ ત્રણ બ્રાહ્મણની આજીવિકા છે.

**प्रतिग्रहं मन्यमानस्तपस्ते जोयशोनुदम् ।**
**अन्याभ्यामेव जीवेत शिलैर्वा दोषदकृतयोः ॥**

પ્રતિગ્રહણ કરવા ( દાન લેવા ) થી તપનો, તેજનો અને યશનો નાશ થાય છે, માટે બ્રાહ્મણે યજ્ઞ કરાવીને અથવા તો વેદાધ્યાયન કરાવીને પોતાની આજીવિકા ચલાવવી અને યજ્ઞ કરાવવામાં તથા વેદ ભણાવવામાં દીનતા જોવામાં આવે તો શિલોચ્છ વૃત્તિથી આજીવિકા કરવી, કારણ કે તે સર્વ કરતાં ઉત્તમ છે.

**ब्राह्मणस्य हिदेहोऽयं क्षुद्रकामाय नेष्यते ।**
**कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च ॥**

બ્રાહ્મણનો દેહ સંસારના સુખભોગ માટે નથી, પણ જીવતાં સૂધી કષ્ટો ભોગવીને તથા તપશ્ચર્યા કરીને મૃત્યુ પછી પરલોકમાં અનંત સુખ ભોગવવા માટે છે.

## રાજાનો ધર્મ.

**सर्वाः समुद्धरेद्राजा पितवे व्यसनात्प्रजाः ।**
**आत्मानमात्मना धीरो यथा गजपतिर्गजान् ॥**

પિતા જેમ પોતાનાં સંતાનોને દુઃખમાંથી મુક્ત કરે છે, તેમ રાજાએ પોતાની સર્વ પ્રજાને તારવી

અને મોટો હાથી જેમ બીજા હાથીઓને ગારામાંથી કાઢે છે અને પછી પોતે પણ બહાર નિકળે છે, તેમ ધીર રાજાએ પ્રજાને દુઃખમાંથી બહાર કાઢીને પોતે પણ દુઃખમાંથી બહાર નીકળવું.

## આપત્તિકાળમાં કરવાનાં કર્મો.

**सीदन्विप्रो वणिग्वृत्त्या पण्यैरेवापदं तरेत् ।**
**खड्गेन वापदाक्रान्तो न श्ववृत्त्या कथं च न ॥**

જો બ્રાહ્મણ આજીવિકાથી કલેશ પામતો હોય તો તેણે વૈશ્યની વૃત્તિથી આપત્તિ તરવી, અને તેથી પણ વિશેષ આપત્તિ આવી હોય તો, શસ્ત્રો બાંધી ક્ષત્રિયની વૃત્તિથી આપત્તિને તરવી; પરંતુ કોઇપણ દિવસ શૂદ્ર વૃત્તિથી એટલે દાસપણાથી આજીવિકા કરવી નહી.

**वैश्यवृत्त्या तु राजन्यो जीवेन्मृगय यापदि ।**
**चरेदा विप्र रूपेण न श्ववृत्त्या कथं च न ॥**

જો ક્ષત્રિય આજીવિકા વિના કલેશ પામતો હોય તો તેણે વૈશ્યની વૃત્તિથી આપત્તિને તરવી અને

અધિક આપત્તિમાં આવી પડયો હોય તો મૃગયાની વૃત્તિથી આપત્તિને તરવી, અથવા તો બ્રાહ્મણુની વૃત્તિથી સંકટને તરવું; પણ શ્વવૃત્તિથી એટલે દાસપણાથી કોઇ દિવસ આજીવિકા કરવી નહીં.

**शूद्रवृत्तिं भजेद्वैश्यः शूद्रः कारुकटक्रियाम् ।**
**कृच्छान्मुक्तो न गर्ह्येण वृत्तिं लिप्सेत कर्मणा ॥**

જો વૈશ્ય આજીવિકા વિના દુઃખી થતો હોય તો તેણે શૂદ્રની વૃત્તિથી આપત્તિને તરવી તથા શૂદ્ર હોય ને આજીવિકા વિના દુઃખી થતો હોય તો તેણે પ્રતિલોમ જાતિની આજીવિકા, જેવી કે સાદડીઓ વણવી, સુંડલીઓ અને સુંડલાઓ બનાવવા, વિગેરે વૃત્તિથી સંકટને તરવું. આ જે જે આજીવિકાઓ કહી છે, તે તે બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્યે સંકટના સમયમાંજ કરવી; પરંતુ કષ્ટમાંથી મુક્ત થયા પછી તે તે નિન્દિત કર્મથી આ જીવિકા કરવાની ઇચ્છા રાખવી નહિ.

**पाखण्डिनो विकर्मस्थान् बैडालवृत्तिकान् शठान् ।**
**हैतुकान् बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥**

પાખંડી, વેદનિન્દક, નાસ્તિક, ઇશ્વર, વેદ અને ધર્મને નહી માનનાર, અને અધર્માચરણ કરનાર, હિંસક, શઠ, મિથ્યાભિમાની, કુતર્કી અને બકવૃત્તિ એટલે પરાયા પદાર્થને હરણ કરવામાં અથવા બીજાઓને બહેકાવવામાં બગલાની સમાન અતિથિનો વેષ ધારણ કરનાર જે આવે તેનો વાણીથી પણ ગ્રહસ્થે સત્કાર કદી નહીં કરવો.

**वेदाध्याय स्वधा स्वाहा बल्यन्नाद्यैर्यथोदयम् ।**
**देवर्षि पितृभूतानि मद्रूपाण्यन्व ं यजेत् ॥**

ગૃહસ્થે પોતાના વૈભવ પ્રમાણે વેદાધ્યયન રૂપ બ્રહ્મયજ્ઞ કરીને રૂષિઓનું યજન કરવું, સ્વાહાકારથી પિતૃઓનું યજન કરવું, યજ્ઞાદિક સ્વાહાકારથી દેવતાઓનું યજન કરવું, તેજ પ્રમાણે મનુષ્ય ભૂતોને અન્નજલાદિક આપીને યજન કરવું.

**यदृच्छयोपपन्नेन शुक्लेनोपार्जितेन वा ।**
**धनेनापीडयन्भृत्यान्न्यायेनै वाहरेत्क्रतून् ॥**

યજન રોજ રોજ કરવું અને શક્તિ હોય તો દૈવેચ્છાથી મળેલાં તથા ન્યાયમાર્ગે મેળવેલાં પવિત્ર

ધનથી પોતાના પોષ્ય વર્ગને દુઃખ પડે નહીં તે પ્રમાણે યજ્ઞો કરવા.

**कर्मभिर्गृहमेधीयैरिष्ट्वा मामेव भक्तिमान् ।**
**तिष्ठेद्वनं वोपविशेत्प्रजावान्वा परिव्रजेत् ॥**

આ રીતે ભક્તિવાળા ગૃહસ્થે ગૃહસ્થાશ્રમનાં કર્મોથી પરમાત્માનું પૂજન કરીને ઘરમાં રહેવું અથવા તો વાનપ્રસ્થ થવું અને પ્રજા હોય તો ગૃહસ્થાશ્રમમાંથીજ સન્યસ્તાશ્રમમાં જવું.

## વાનપ્રસ્થાશ્રમના ધર્મો.

**वनं विविक्षुः पुत्रेषु भार्यां न्यस्य सहैव वा ।**
**वन एव वसेच्छान्तस्तृतीयं भागमायुषः ॥**

વાનપ્રસ્થાશ્રમમાં રહેવા ઇચ્છા હોય તો ગૃહસ્થે પોતાની સ્ત્રી ને પોતાના પુત્રોને સોંપી અથવા તો સાથે લઇ વનમાં જવું અને આયુષ્યનો ત્રીજો ભાગ એટલે પંચોતેર વર્ષ સૂધી શાંતપણે વનમાં રહેવું. આનું કારણ એ છે કે, પંચોતેર વર્ષ પછી ઇંદ્રિયો ક્ષીણ થાય છે. તેથી થોડોક વૈરાગ્ય હોય, તો સંન્યાસ લેવામાં અડચણ આવતી નથી.

**कन्दमूलफलैर्वन्यैर्मेध्यैर्वृत्तिं प्रकल्पयेत् ।**
**वसीत वल्कलं वासस्तृणपर्णा जिनाति च ॥**

વાનપ્રસ્થે વનમાં ઉત્પન્ન થતાં પવિત્ર કંદ, મૂળ, તથા ફળોથી પોતાની આજીવિકા કરવી અને વલ્કલ વસ્ત્ર, ખડ, પાંદડાં તથા મૃગચર્મ પહેરવાં.

**अग्निहोत्रं च दर्शश्च पूर्णमासश्च पूर्ववत् ।**
**चातुर्मास्यानि च मुनेराम्नातानि च नैगमैः ॥**

વળી વાનપ્રસ્થે અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ અને ચાતુર્માસ્ય યજ્ઞો પણ ગૃહસ્થની પેઠે કરવા.

**स्वाध्याये नित्य युक्तः स्याद्दान्तो मैत्रः समाहितः**
**दाता नित्यमना दाता सर्वभूतानुकम्पकः ॥**

ભણવા ભણાવવામાં તત્પર રહેવું, ઇંદ્રિયોનું દમન કરવું, સર્વની સાથે મૈત્રી કરવી, નિત્ય પ્રાણાયામ કરવો, સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, અને કોઇની પાસેથી કાંઇ લેવું નહિ.

**अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।**
**शरणेष्व ममश्चैष वृक्षमूलनिकेतनः ॥**

શરીરને વધારે સુખમાં નાખવા પ્રયત્ન કરવો નહિ, સ્ત્રી સાથે હોય તોપણ વિષયની ઇચ્છા કરવી નહિ, દૃઢ નિશ્ચયવાળા થઈ સાથે રહેલા પદાર્થો ઉપર મમતા રાખવી નહિ, અને નિર્ભય સુંદર વૃક્ષનો આશ્રય કરી ભૂમિપર સૂવું.

**तपः श्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्य्यां चरन्तः ।**
**सूर्य्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्राऽमृतः स पुरुषो ह्यव्ययात्मा ॥**

જે શાન્ત, વિદ્વાન્ લોકો તપ, ધર્માચરણ અને સત્ય ઉપર શ્રધ્ધાવાન્ થઇ ભિક્ષાચરણ કરી વનમાં રહે છે, તેઓ નિર્મળ થઇ પ્રાણદ્વારથી અવિનાશી અવિકારી પરમાત્માને પ્રાપ્ત થઇ સદાનન્દને પ્રાપ્ત થાય છે.

**अभ्यादधामि समिधमग्ने व्रतपते त्वयि ।**
**व्रतञ्च श्रद्धां चोपैमीन्धे त्वा दीक्षितो अहम् ॥**

હું અગ્નિમાં હોમ કરી દીક્ષિત થઇ વ્રત, સત્યાચરણ અને શ્રધ્ધાને પ્રાપ્ત કરૂં એવી ઇચ્છા કરી

ગૃહસ્થે વાનપ્રસ્થ થવું; અને વાનપ્રસ્થાશ્રમમાં અનેક પ્રકારની તપશ્ચર્યા, સત્સંગ, યોગાભ્યાસ અને પવિત્ર વિચાર વડે વિજ્ઞાનમાં પરિપક્વ થઇ પવિત્રતા કરવી. ત્યારબાદ જ્યારે સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા થાય ત્યારે સ્ત્રીને પુત્ર પાસે મોકલી દઇ સંન્યસ્ત ગ્રહણ કરવો.

## સંન્યસ્તાશ્રમના ધર્મો.

यदा कर्मविपाकेषु लोकेषु निरयात्मसु ।
विरागो जायते सम्यङ्‌ न्यस्ताग्निः प्रव्रजेत्ततः ॥
दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥
मौनानी ह्यानि लायामा दण्डा वाग्देह चेतसाम् ।
नह्येते यस्य सत्यङ्ग वेणुभिर्न भवेद्यतिः ॥
भिक्षां चतुर्षु वर्णेषु विगर्ह्यान्वर्जयंश्चरेत् ।
सत्यागारानसंकल्पृत्यांस्तुष्ये ल्लब्धेन तावता ॥
बहिर्जलाशयं गत्वा तत्रोपस्पृश्य वाग्यतः ।
विभज्य पावितं शेषं भुञ्जीताशेष माहृतम् ॥
एकश्चरेन्महीमेतां निःसङ्गः संयतेन्द्रियः ।
आत्मक्रीड आत्मरत आत्मवान्समदर्शनः ॥
पुरग्राम व्रजान्सार्थान्भिक्षार्थं प्रविशंश्चरेत् ।
पुण्यदेश सरिच्छै लवनाश्रमवतीं महीम् ॥

કર્મનાં ફળરૂપ અને પરીણામે નરક સમ દુઃખ-દાયી ગણાતી સર્વ વસ્તુઓ ઉપર વૈરાગ્ય થાય કે સારી રીતે અગ્નિહોત્રનો ત્યાગ કરીને સંન્યસ્ત આશ્રમ ગ્રહણ કરવો.

પૃથ્વી ઉપર જોઇને પગ મૂકવો, પાણીને વસ્ત્રથી ગાળીને પીવું, વાણી સત્યથી પવિત્ર થયેલી બોલવી અને મનમાં વિચાર કરતાં જે સારૂં જણાય તે કરવું. મૌનવ્રત રાખવું, એ વાણીનો દંડ છે; સકામ કર્મ કરવાં નહીં, એ દેહનો દંડ છે; અને પ્રાણાયામ કરવો, એ ચિત્તનો દંડ છે. આ ત્રણ દંડ જેને ન હોય તે દંડી સંન્યાસી કહેવાય નહીં. બ્રાહ્મણાદિક ચાર વર્ણોમાંથી નિંદિત અને પતિત લોકોનો ત્યાગ કરીને બીજાઓના ઘરની ભિક્ષા લેવી, તેઓમાં પણ ઉત્તમની મળે ત્યાંસુધી કનિષ્ઠની લેવી નહીં, તેમજ ભિક્ષા લેવા જનારા સંન્યાસીએ પ્રથમ મનમાં ન ધારેલા સાત ઘેર ભિક્ષા માગવા માટે જવું અને ત્યાંથી જે મળે તેટલાથી સંતોષ પામવો. ભિક્ષા માંગી લાવી ગામ બહાર જલાશય ઉપર જવું અને જેટલું આણ્યું

હોય તેટલું અન્ન મૌન રહીને ખાવું. જો કોઇ માંગવા આવે તો તેને થોડુંક આપવું અને બાકી રહે તે પોતે ખાવું. આ પૃથ્વી ઉપર એકલા ફરવું, કોઇનો સંગ કરવો નહીં, ઇંદ્રિયોને નિયમમાં રાખવી, આત્મામાંજ વિલાસ કરવો, આત્મામાંજ સંતોષ માનવો, સર્વ ઠેકાણે આત્મા એકજ છે, એવું જ્ઞાન રાખીને સમદૃષ્ટિ રાખવી, ભિક્ષા માટે નગર, ગામ, નેસડા, તથા સંઘોમાં જવું, અને નિત્ય પવિત્ર દેશ, નદીઓ પર્વતો, વન અને આશ્રમવાળી પૃથ્વી ઉપર એકલા ફરવું.

## પરમહંસનાં કર્મો.

ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वानपेक्षकः ।
सलिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः ॥
वेदवादरतो न स्यान्न पाखण्डी न हैतुकः ।
शुष्कवादविवादेन कंचित्पक्षं समाश्रयेत् ॥
आहारार्थं समीहेत युक्तं तत्प्राणधारणम् ।
तत्त्वं विमृश्यते तेन तद्विज्ञाय विमुच्यते ॥

यदृच्छ योपपन्नान्नमद्याच्छ्रेष्ठ मुतापरम् ।
तथा वासस्तथा शय्यां प्राप्तं प्राप्तं भजेन्मुनिः ॥
शौचमाचमनं स्नानं न तु चोदन याचरेत् ।
अन्यांश्च नियमान् ज्ञानी यथाहं लीलयेश्वरः ॥

હવે પરમહંસના ધર્મો સાંભળો. બહારના પદાર્થો ઉપર વૈરાગ્ય પામીને મોક્ષની ઇચ્છા ન રાખનારો ભક્ત હોય તેણે દંડાદિકના ચિન્હવાળા આશ્રમ ધર્મોનો ત્યાગ કરી, પોતાથી પાળી શકાય તેટલા આશ્રમ ધર્મો પાળવા; પરંતુ શાસ્ત્રના દાસ થઇને ફરવું નહીં. વેદના કર્મકાંડ સંબંધી વાદ ઉપર પ્રીતિ રાખવી નહીં, પાખંડી થવું નહીં, વેદ વિરૂદ્ધ મિથ્યા તર્કો કરવા નહીં, શુષ્ક વાદવિવાદોમાં કોઇપણ પક્ષ ગ્રહણ કરવો નહીં, આહાર માટે પ્રયત્ન કરવો, કારણ કે પરમહંસે પણ પ્રાણધારણ કરવા જોઇએ: કેમકે પ્રાણ હોય તો તત્ત્વજ્ઞાન મેળવી શકાય અને તત્ત્વજ્ઞાન થાય તો મોક્ષ મળે. દૈવેચ્છાથી સારૂં અથવા નરસું જેવું અન્ન મળે તેવું અન્ન ખાઇ લેવું, તે પ્રમાણે વસ્ત્ર, શય્યા, વિગેરે જે જે વસ્તુઓ દૈવેચ્છાથી મળે તે તે

વસ્તુ પરમહંસે ગ્રહણ કરવી. જ્ઞાની એવા પરમહંસે પવિત્રતા, સ્નાન, આચમન તથા બીજા નિયમો વિધિની પ્રેરણાથી કરવા નહીં, પરંતુ શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે, હું જેમ લીલાથી પવિત્રતા, સ્નાન, આચમન તથા બીજા નિયમો પાળું છું તેમજ જ્ઞાનીએ પણ તે તે નિયમો પાળવા. કારણ કે સર્વ નિયમો પાળવા છતાં જ્ઞાનનિષ્ઠામાં અંતરાય પડે છે.

## સાધુનાં લક્ષણો કેવાં જોઇએ?

**कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् ।**
**सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥**
**कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिंचनः ।**
**अनीहोमितभुक् शान्तः स्थिरोमच्छरणो मुनिः ॥**
**अप्रमत्तो गभीरात्मा धृतिमाञ्जित षड्गुणः ।**
**अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥**

સાધુ પુરૂષમાં નિચે પ્રમાણે બત્રીશ લક્ષણો હોવાં જોઇએ. પારકા દુઃખને ન સહન કરનાર, કોઇપણ પ્રાણીનો દ્રોહ ન કરનાર, ક્ષમાવંત, સત્યવાદી,

ઇર્ષ્યાદિકથી રહિત, સુખદુઃખમાં સમાન રહેનાર, શક્તિ પ્રમાણે સર્વનો ઉપકાર કરનાર, કોમળ મનવાળો, સદાચારી, પરિગ્રહ રહિત, લૌકિક સુખને માટે કાંઇપણ પ્રયત્ન ન કરનાર, મિતાહારી, શાંત, સ્વધર્મમાં દૃઢ બુદ્ધિવાળો, માત્ર પરમાત્માનો આશ્રય કરનાર, આત્મતત્ત્વનું મનન કરનાર, સાવધાન, વિકાર રહિત, દુઃખ વખતે ધીરજ ધરનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુને પોતાને વિષે ન માનનાર, માનની ઇચ્છા ન ધરાવનાર, બીજાઓને માન આપનાર, ઉપદેશ કરવામાં કુશળ, કોઇને પણ નહીં ઠગનાર, દયાથીજ સર્વ કાર્ય કરનાર તથા વિવેકી જે હોય તેને સાધુ મહાત્મા પુરૂષ જાણવો.

**। इतिश्री नीतिमार्गोपदेशिका सप्तरत्नगीतायां आश्रमोधर्मनीतिनाम तृतीयः काण्डः ॥**



# तत्त्वज्ञान-तेजोमय.

## વિશ્રામ.

શારદાને શિશ નમાવી, ગુણાધિપતિ વિનવું,
શુદ્ધ વાણી આપો એવી, વિવેકથી ઓચરૂ;
મુમુક્ષો રે કોને કહેવા, કહેવા આચરણ છે,
પ્રીતેથી સુણવા જેવાં, વિવેકે જણાય છે.

## मुमुक्षोनां लक्षण.

### જ્ઞાની કોને કહે છે?

નિત્ય અનિત્ય જાણે, એવા ગુણને ગ્રહે.
એવા જ્ઞાનીજન કહીયે, વિવેકને લહે.

### वैराग्य.

આ લોક તુચ્છ જાણે, પરની ઇચ્છા નથી,
એવા ત્યાગી જન જુઓ, વૈરાગ્ય ધ્યાનથી.

### સાખી.

શમ આદિ છએ તપો, શ્રદ્ધાથી કરે જે જન,
કહે હર-જીવન-નિશ્ચે કરી, તે તો જાણે જગને વન.

## शम-दम-उपरम.

વિશ્રામ.

મનને રે વશ કરે, ઇંદ્રિયોને દમે,
ઉદાસી વેહવાર જાણે, ચિત્ત ધર્મમાં ભમે.
શબ્દ સ્પર્શ વિષયમાંથી, ચિત્તને નિવૃત્તે,
ત્યારે ઉપરમ કહેવાયે, વિવેકે વરતે.

## तितिक्षा.

શીતળ, ગરમ એક જાણે, સુખ દુઃખ સમ ગણે,
માન અપમાન સર્વે, ધીરતાથી સહે.
ત્યારે તિતિક્ષાએ કહીયે, શિશ નમાવીએ,
ગુરૂ કરી થાપીએ તેને, ગરૂગમ માલીએ.

સાખી.

શ્રદ્ધાને સમાધાનથી, નિશ્ચય થશે કોઇ વાત,
ભણે હર-જીવન-પ્રેમથી, તેને પડશે દુજી ભાત.

## प्रमाण केटलां छे ?

સાખી.

આઠ પ્રકારનાં પ્રમાણથી, સત્ય અસત્ય જણાય,
કહે હર-જીવન નિશ્ચય કરી, ત્યારે વિવેક જ્ઞાનજ થાય.

### વિશ્રામ.

પ્રત્યક્ષ[૧], અનુમાન[૨], સાથે, ઉપમાનને[૩] ભેળવો,
શબ્દ[૪], ઐતહ્ય[૫], અર્થાપત્તિ[૬], સંભવમાંહે[૭] મેળવો.
અભાવ[૮], મળી આઠે કહેવાયે, જેનાથી નિશ્ચય કરો,
સત્ય–અસત્ય જણાયે તેથી, વિજ્ઞાન જેથી મેળવો.

### **प्रत्यक्ष.**

જ્ઞાન ઇંદ્રિયો વિષયસંગ, અર્થ જ્ઞાન થાય છે,
ઇંદ્રિયો રે મનની સાથે, મન આત્મામાં જોડાય છે.
તેથી જ્ઞાન ઉત્પન્ન થાય, તેને **प्रत्यक्ष** કહેવાય છે,
કહે હર–જીવન–નિશ્ચય કરી, ત્યારે સત્ય મનાય છે.

### **अनुमान.**

#### સાખી.

ગર્ભવતિ જોઇ પ્રસવનું, મંગળગીતથી શુભ કામ,
કહે હર-જીવન નિશ્ચય કરી, જે પ્રત્યક્ષ **अनुमाननुं** ધામ.

#### વિશ્રામ.

ગર્ભવતિ સ્ત્રી જોઇ, વિચાર થાય છે,
જેને રેહો પ્રસવ થશે, એમ નિશ્ચય કરાય છે.

મંગળ ગીત જ્યાં ગવાયે, ત્યાં શુભ કામ રે થાય છે,
એવો ખરો નિશ્ચય થાય, તેને **अनुमान** કહેવાય છે.

## उपमान.

### સાખી.

સાધન રૂપ વસ્તુ થકી, જે વિવેક જ્ઞાન પ્રગટાય,
કહે હર-જીવન-નિશ્ચય કરી, જે ઉપમાન પ્રમાણ કહેવાય.

### વિશ્રામ.

ગરૂયે શિષ્યને રે કહ્યું, તું સાકર લાવશે ?
ત્યારે શિષ્યે ઉત્તર દીધો, કેવા સાધનથી પરખાય છે?
ફટકડી, જેવું રૂપ તેનું, સ્વાદે મીઠી જણાય છે ?
તે વારે, સાધનને રે, **उपमान** કહેવાય છે.

## शद्बप्रमाण.

### સાખી.

પ્રકૃતિથી પુરૂષ લગી, પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય,
તેવા મહાપુરૂષનો બોધ જે, **शद्ब** પ્રમાણજ હોય.

## વિશ્રામ.

પૂર્ણ વિદ્વાન અને સત્યવાદી કહેવાય છે,
જીવ, ઇશ્વર, પ્રકૃતિસંગ, જે જ્ઞાન જાણેય છે.
વળી જિતેન્દ્રિય સાથે, પુરૂષાર્થી ગણાય છે,
પરોપકાર જેને, પ્રીય લાગેય છે.
એવા મહા પુરૂષ જેવા, ઉપદેશ કરેય છે,
કહે હર-જીવન-તેની વાણી, શબ્દપ્રમાણ ગણાય છે.

## ऐतिह्य.

### સાખી.

અમુક જે પ્રથમમાં હતું, તેને રૂપાન્તરમાં લઇ જાય,
કહે હર-જીવન-નિશ્ચય કરી, તેને ऐतिह्यः રે કહેવાય.

## अर्थापत्ति.

### સાખી.

આકાશમાં વીજળી થઇ, કે તરત કડાકો થાય,
કહે હર-જીવન-કારણ વિના, એકે ન કાર્ય મનાય.

વિશ્રામ.

આકાશમાં વિજળી થાયે, તે કારણ કહેવાય છે,
તેથીરે અવાજ થાયે, તે તો કાર્ય ગણાય છે;
કારણ વિના કાર્ય કોઇ, વખતે સંભવે નહીં,
એવું નિશ્ચય કરી રાખો, વિવેકે જાણો સહી.

**संभव.**

સાખી.

સૃષ્ટિક્રમ અનુકુળથી, જે જે વાતો થાય,
કહે હર-જીવન-નિશ્ચય કરી, તે તો સંભવમાંજ ગણાય.

વિશ્રામ.

માત રે પિતાએ વીના, સંતાન સંભવે નહીં,
આકાશના ફુલને પણ, તેવું સમજો સહી.
જડ રે વસ્તુયે કદી, ચૈતન્ય સંભવે નહીં,
એવું નિશ્ચય જ્ઞાન થાયે, સૃષ્ટિક્રમ સમજો સહી.

**अभाव.**

સાખી.

અમુક સ્થળેથી ચીજ લાવજો, ત્યાં તે ચીજ નહી જોઇ,
કહે હર-જીવન-બીજેથી લાવતાં, અભાવ તેનાથીજ હોઇ.

## સાધર્મ્ય.

### વિશ્રામ.

પૃથ્વીને જળ મળી, જડ ગણાય છે,
બન્ને રેહો તુલ્ય મળી, સાધર્મ્ય કહેવાય છે.

## વૈધર્મ્ય.

પૃથ્વી કઠોર દીસે, જળ કોમળ ગણાય છે,
તેજ પ્રમાણે દ્રવ્યગુણ, સામાન્ય જણાય છે.
વિશેષ અને સમવાય, તત્ત્વજ્ઞાન થાય છે,
ત્યારે પદાર્થ સ્વરૂપ, જ્ઞાન પ્રગટાય છે.

## શ્રદ્ધા.

### વિશ્રામ.

ગુરૂ અને વેદ વાકય, પોતાની બુદ્ધિ ગ્રહે,
ત્રણે એક થાય ત્યારે, શ્રદ્ધા તેને કહે.

## સમાધાન.

ચિત્તનું રે સમાધાન, કયારે ઓળખાય છે,
એકાંતમાં બેસી કરી, નિશ્ચય કરાય છે.

શમ આદિ છએ ગુણો, શ્રદ્ધાથી દીલે ધરે,
તે તો તરવાનો ઉપાય, મુમુક્ષુજનો કરે.
સંસારથી નિવૃત્ત થવાનો, વિચાર દીલે ધરે,
મોક્ષ પામવાને માટે, સત્સંગ નિત્ય કરે.
એવા મુમુક્ષુનાં લક્ષણ, વિગતેથી કહ્યા,
હરજીવનના નાથને ભેટી, સતગુરૂ ચરણે રહ્યા.

## द्रव्य केटलां गणाय छे?

સાખી.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશ, કાળ, દિશાય,
૮ ૯
વળી આત્મા, મન, મળી, નવે દ્રવ્ય કહેવાય.

વિશ્રામ.

જેમાં ક્રિયા, ગુણ, અને કેવળ ગુણ જણાય છે,
તેને રેહો દ્રવ્ય કહીયે, વિવેકે પરખાય છે.

## क्रिया अने गुणवाळां द्रव्य केटलां छे?

પૃથ્વી, અને જળ, તેજ, વાયુ, મન સંગમાં,
આત્મા સહીત દ્રવ્યવાળો, ક્રિયા, ગુણ સાથમાં.

### क्रिया रहित गुणवाळां द्रव्य केटलां छे ?

આકાશ, કાળ ને રે દિશા, ક્રિયા રહિત કહેવાય છે,
વળી ગુણ રહ્યા તેમાં, હરજીવન પરખાય છે.

### समवायि कारण द्रव्य कोने कहे छे ?

સાખી.

પૂર્વ કાળમાં અમુક તત્ત્વ, જે મળવા યુક્ત જણાય,
કહે હર-જીવન તે તત્ત્વને, સમવાયિ દ્રવ્ય કહેવાય.

### तत्त्वोना स्वाभाविक गुण.

સાખી.

પૃથ્વી માંહે ગંધ છે, તેમ જળમાં રસ ગણાય,
અગ્નિ માંહે રૂપ છે, તેમ વાયુ સ્પર્શથી જણાય.
આકાશ માંહે શબ્દ છે, તે વિવેકથી પરખાય.
કહે હર-જીવન નીશ્ચય કરી, જે સ્વાભાવિક ગુણ કહેવાય.

### काळ कोने कहे छे?

સાખી.

વિલંબ લાગે અમુકમાં, જેમાં પર અપર કહેવાય,
કહે હર-જીવન તે વખતને, કાળસંજ્ઞાજ ગણાય.

વિશ્રામ.

કારણુમાંજ કાળસંજ્ઞા, નિત્યમાં તે નથી,
આકાશ, દિશા, આત્મા, અને મન આદિમાં નથી.
ભૂત, ભવિષ્ય, વર્તમાનરૂપ, ઇત્યાદિ જ્ઞાન થાય છે,
તે તો બુદ્ધિનુંજ કારણુ, તે કાળ કહેવાય છે.

**दिशा कोने कहे छे ?**

સાખી.

પૂર્વ, પશ્ચિમ, દક્ષિણુ મળી, ઉત્તર ઉપર કહેવાય,
જેમાં વ્યવહારજ થાય છે, નીચે મળી દિશાય ગણાય.

**आत्मा.**

સાખી.

ઇચ્છા, દ્વેષ, પ્રત્યન મળી, સુખ દુ:ખ જ્ઞાનજ હોય,
કહે હર-જીવન તે જીવાત્મા, સ્વાભાવિક ગુણુજ સોય.

વિશ્રામ.

શ્વાસને અંદર લેવો, વળી બહાર કાઢવો,
આંખની ઉઘાડ, ભીડ, સાથે પ્રાણુ ધારવો.

મનન, વિચાર, જ્ઞાન, ઇંદ્રિયો ચલાવવી,
વળી વિયોજ સાથે, ઇચ્છાને માલવી;
એવા આત્માના ગુણ, કર્મો સંગે રહયા,
કહે હર-જીવન-ચૈતન્ય ગુણ, ચિન્હ સરવે કહયા.

### मन कोने कहे छे ?

સાખી.

બે પદાર્થોનું એક વખતમાં, જ્ઞાન નહીં પ્રગટાય,
કહે હર-જીવન-નિશ્ચયે કરી, તેને મન-દ્રવ્ય કહેવાય.

### गुण केटला छे?

સાખી.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
શબ્દ, રૂપ, રસ, ગંધ મળી, સ્પર્શ, સંખ્યા, પરીમાણ,
૮ ૯ ૧૦ ૧૧ ૧૨
પૃથકત્વ, સંયોગ, વિભાગ, સંગ, પરત્વ, અપરત્વ, માણ.
૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
બુદ્ધિ, સુખ, દુઃખ સાથમાં, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન,
૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ સંગ, સંસ્કાર, ધર્મ, અધર્મ.

એ મળી ગુણ ચોવીસ છે, જે વિવેકથીજ જણાય,
કહે હર-જીવન-હૃદયમાં રાખતાં, વિજ્ઞાનની વૃદ્ધિ થાય.

## વિશ્રામ.

શ્રોત્ર વડે પ્રાપ્ત થાયે, બુદ્ધિથી ગ્રહણ થાય છે,
ઉપાદાન આકાશ જેનું, તેને શબ્દ[૧] કહેવાય છે.
નેત્રથી રે રૂપ[૨] જણાયે, રસ[૩] જિહ્વાથી મણાય છે,
નાસિકાથી ગંધ[૪] લેવાયે, ત્વચાથી સ્પર્શ[૫] ગ્રહાય છે.
જેનાથી અધિક ગણાયે, તે સંખ્યા[૬]માં ગણાય છે,
ભારી અને હલકું દિસે, પરીમાણ[૭] તે કહેવાય છે.
એક બીજાથી અલગ થાયે, તે પૃથક્ત્વ[૮] ગણાય છે,
વળી એક સાથે મળે, તેને સંયોગ[૯] કહેવાય છે.
જેના રે બે ભાગ થાયે, તે વિભાગ[૧૦] ગણાય છે,
એકથી રે દૂર જણાયે, તે પર[૧૧] કહેવાય છે.

એકની સંધીમાં હોવું, તે અપરમાં[૧૨] ગણાય છે,
જેનાથી રે જ્ઞાન થાયે, તેને બુદ્ધિ[૧૩] કહેવાય છે.
આનંદથી સુખ[૧૪] જણાયે, દુઃખ[૧૫], કલેશમાં ગણાય છે,
ઇચ્છા[૧૬], રાગ, દ્વેષ[૧૭], વિરોધ, પુરૂષાર્થ[૧૮] પ્રયત્ન છે.
ભારીપણું ગુરૂત્વ[૧૯] જાણો, દ્રવત્વ[૨૦] તે પીગળી જવું,
સ્નેહ[૨૧], પ્રીતિ ચીકણાપણું, વાસના તે સંસ્કાર[૨૨] જાણવું.
ન્યાય આચરણ તે ધર્મ[૨૩] જાણો, અન્યાય અધર્મ[૨૪] છે,
કહે હર-જીવન-ગુણ ચોવીસ, સહેલથી સમજાય છે.

## आत्मानो निश्चय.

### સાખી.

ત્રણ દેહ મિથ્યા કરી, ખોજે આપ શરીર,
દાસ હરજીવન નિશ્ચયે કહે, શેષ રહે તે આત્મવીર.

## देह केटली छे, अने सर्वव्यापक साक्षीरुप कोण छे?

વિશ્રામ.

આત્મદેવ કોને કહેવા, કેમ ઓળખાય છે,
જગત્ સરવે ગોથાં મારે, જ્ઞાને પરખાય છે.
સ્થૂળ, સૂક્ષ્મ, કારણ દેહ, ત્રણ નામ કહેવાય છે,
એથી પરમાત્મા ન્યારા, પંચકોષથી ભિન્ન જણાય છે.
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિરૂપ, અવસ્થા ત્રણ છે,
એનો દૃષ્ટા સાક્ષી કહીએ, સચ્ચિદાનંદ છે.

## स्थूळ देह कोने कहे छे?

સાખી.

ગર્ભથી, ઉત્પન્ન થઇ, વધ, ઘટ, સુખ, દુખ થાય,
દાસ હરજીવન નિશ્ચયે કહે, તેને સ્થૂળ દેહ કહેવાય.

વિશ્રામ.

પંચીકર્ણ પંચભૂતના કરી, ઉત્તમ જન્મરે થાય છે,
સુખ, દુઃખનું સ્થાન કહીએ, જીવને ભોગવાય છે.
આકાર જેનો નાશ પામે, ગર્ભથી જન્માય છે,
ઘટ-વધ, તેની થાયે, સ્થૂળ દેહ કે'વાય છે.

## સૂક્ષ્મ દેહ કોને કહે છે ?

સાખી.

પાંચ પ્રાણ દશ ઇન્દ્રીને, મન બુદ્ધિ સંગ એ જાણ,
દાસ હરજીવન નિશ્ચયે કહે, તે સૂક્ષ્મ દેહ પ્રમાણ.

વિશ્રામ.

સૂક્ષ્મ દેહ કોને કહીયે, તત્ત્વ વિચારીયે,
ખોજતાં એ પાર પામે, સૂક્ષ્મ દેહ પામીયે.
પાંચ પ્રાણનીરે સંગે, મન, બુદ્ધિ ભેળાય છે,
જ્ઞાન-ઇન્દ્રિય પંચ સાથે, કર્મ-ઇન્દ્રિય મેળવાય છે.
સૂક્ષ્મ ભૂતથી ઉપજ્ન થાયે, સુખ દુઃખનું સ્થાન છે,
સત્તર એ સાથે મળી, સૂક્ષ્મ દેહ પ્રમાણ છે.

## જ્ઞાન-ઇંદ્રિયો કોને કહે છે ?

સાખી.

પાંચ ભૂતના સત્ત્વ ગુણથી, જ્ઞાન ઇન્દ્રિયો જાણ,
કહે હર-જીવન ગુરૂમાં રહે, જ્ઞાન તેનાથી માણ.

વિશ્રામ.

જ્ઞાન-ઇન્દ્રિયોને જાણો, ત્વચા, કર્ણ નાક છે,
વળી જીભ, નેત્ર સંગાથે, પાંચે રે સાથ છે.

## જ્ઞાન-ઇંદ્રિયોના દેવતા કોને કહેવા?

સાખી.

જ્ઞાનને કર્મ ઇન્દ્રિયો, જ્યાંલગી દેવતા સાથ,
ત્યાં લગી ત્રણ દેહ જાણજો, એમ વરણવે હરજીવનદાસ.

વિશ્રામ.

ત્વચાનારે દેવતા વાયુ, કર્ણના દિશાય છે,
નેત્રનારે દેવ સૂર્ય, જીભના વરુણાય છે.
નાકનારે અશ્વનીકુમાર, દેવતા ગણાય છે,
દેવતા ને જ્ઞાન-ઇન્દ્રિયો, પાંચે પૂરાં થાય છે.

## જ્ઞાનેંદ્રિયોના વિષય કોને કહેવા?

સાખી.

ઇદ્રિયો સંગાથે દેવ છે, વળી કાર્ય કરે અદ્ભુત,
દાસ હરજીવન નિશ્ચયે કહે, વિષય જ્ઞાન દાખવે તુર્ત.

વિશ્રામ.

ત્વચાનો સ્પર્શ વિષય, શ્રોતાનો શબ્દ છે,
નેત્રનોરે વિષય રૂપ, જીભનો રસ છે.

નાકનોરે વિષય ગંધ, પાંચે ઓળખાય છે,
ગ્રહણ કરે જ્ઞાનેંદ્રિયો, દેવતા સંગ જાય છે.

## कर्मेंद्रियो तथा तेना देवता कोने कहे छे?

વિશ્રામ.

વાણી, હાથ, ચરણ, ગુદા, લીંગ સંગાથ છે,
એરે મળી કર્મ ઇદ્રિયો, પાંચેરે સાથ છે.
વાણીનારે દેવતા અગ્નિ, હાથના ઇન્દ્ર છે,
ચરણના દેવ વિષ્ણુ, ગુદાના મૃત્યુ છે.
લીંગનારે દેવતા જુઓ, પ્રજાપતિ ગણાય છે,
દેવતાથી વિષય જ્ઞાન, જીવને ઇદ્રિયો વાટે થાય છે.

સાખી.

જ્ઞાનેંદ્રિયો દાખવે, હુકમ ઉઠાવે કર્મ,
ગુરૂના ચેલા થઇ રહે, એમ વરણે હરજીવન ધર્મ.

સાખી.

કર્મેંદ્રિયો કાર્યોમાં, દેવતા સંગ મળી જાય,
દાસ હરજીવન નિશ્ચયે કહે, ત્યારે સર્વે કાર્યજ થાય.

## कर्मेंद्रियोना विषय कोने कहेवा ?

વિશ્રામ.

વાણીનો વિષય બોલવું, હાથથી વસ્તુ ઝલાય છે,
ચરણનો ચાલવું વિષય મળ ગુદાથી તજાય છે.
લીંગનો વિષય ભોગ, વિષય–આનંદ છે,
એવી કર્મ-ઇંદ્રિયો પોતે, દેવતા સંગે જાય છે.

## कारण देह कोने कहे छे ?

સાખી.

કારણ દેહ કોને કહે, ભેદ શું છે તે માંહે,
ગુરૂ સેવતાં હરજીવન ભણે, દીલમાં જ્યોતિ થાય.

વિશ્રામ.

કલ્પનામાં આવે એવી, માયા ગણાય છે,
ખોટીરે કે'વાજ થકી, સ્થૂળ કેમ બંધાય છે.
સ્થૂળરે છોડયારે પછી, પંચભૂતમાં જઇ મળી,
એવીરે અનાદિ માયા, ચૈતન્યથી ન્યારી ગણી.
માયા અથવા પ્રકૃતિને, ઉપાદાન કહેવાય છે,
કારણ દેહ જાણો તેને, ચોરાશી ફરાય છે.

## अवस्था केटली—अने कोने कहे छे?

સાખી.

ત્રણ અવસ્થા દેહની, સાક્ષી ન્યારો કહેવાય,
દાસ હરજીવન નિશ્ચયે કહે, હું હું કરી અથડાય.

### जाग्रत अवस्था.

વિશ્રામ,

જાગ્રતરે અવસ્થાની, રીતી રે સૂણજો,
ભણે હરજીવન ભેદ કાઢી, ગુરૂ ગમ માણજો.
સ્થૂળ દેહનો અભિમાની, નેત્ર દ્વારે જણાય છે,
મન આકૃતિ ધરીને, ભોગ ભોગવેય છે.
પાંચ જ્ઞાન ઇન્દ્રિયો સંગ, વિષય જ્ઞાન થાય છે,
એક પછી એક વિષય, જેમાં ભોગવાય છે.
આત્માને સત્‌ચિત્‌ કહીયે, ચૈતન્ય રૂપ છે,
અવસ્થાથી ભિન્ન જાણી, આત્મા નિત્ય છે.

### स्वप्न अवस्था.

સાખી.

સ્વપ્ન અવસ્થા કોને કહીયે, શું છે તેનો મર્મ,
પ્રેમ ધરીને સૂણજો, ભાગે જીવનો ભર્મ.

વિશ્રામ.

જાગ્રત અવસ્થાની વાતો, દૃષ્ટિએ દેખાય છે,
તેની વાસના બંધાયે, તેને સ્વપ્ન કહેવાય છે.
સૂક્ષ્મમાં વાસના બંધાયે, અભીમાની તેજસ છે,
હૃદયમાં વાસ કરી, ભોગ ભોગવેય છે.
પોતે તો છે તેથી ન્યારો, સાક્ષીરૂપ છે,
હરજીવનના નાથને ભજો, સચ્ચિદાનન્દ છે.

## सुषुप्त अवस्था कोने कहे छे ?

સાખી.

ઇન્દ્રિયોની સહાયતા વિના, ભોગ ભોગવેય છે પ્રાજ્ઞ,
તેનો સાક્ષી ન્યારો રહે, તેને સુષુપ્ત અવસ્થા જાણ.

વિશ્રામ.

અમે કાંઈ જાણ્યું નહી, સુખે સુઇ રહ્યા,
એનો અભિમાની દાતા, જ્ઞાનમાં જઇ રહ્યા.
તેને સુષુપ્તિ રે કહીયે, આનંદ અનુભવ તણો,
કારણ દેહ તેને જાણો, આનંદમય તેને ગણો.

એનો અભિમાન જીવ, પ્રાજ્ઞ કહેવાય છે,
ઇન્દ્રિયોની સહાયતા વિના ભોગ ભોગવેય છે.
સર્વત્ર વિભુસંગ જીવો, માટે એક જણાય છે,
પ્રાકૃતિક ગાઢ નિદ્રા, તે સુષુપ્તિ ગણાય છે.

સાખી.

અવસ્થા સરવે વરણવી, હવે વરણવીએ કોશ,
આત્મદૃષ્ટિ ખોલશો, તો મળશે જ્ઞાનનો જોશ.

**કોશ કેટલા છે ?**

વિશ્રામ.

અન્નમય કોશની સાથે, પ્રાણમય ગણાય છે,
મન, વિજ્ઞાન સાથે, આનંદમય જણાય છે.

**અન્નમય કોશ કોને કહે છે ?**

સાખી.

ગર્ભવાટે ઉત્પન્ન થઈ, અન્નરસથી પોષાય,
કહે હરજીવન લીન પંચભૂતમાં, અન્નમય તેને ગણાય.

વિશ્રામ

અન્નરસ ભોજન થકી, સ્થૂળ દેહ બંધાય છે,
લીન થાય પૃથ્વી માંહે, તેને અન્નમય કે'વાય છે.

**प्राणमय कोने कहे छे ?**

સાખી.

પંચ પ્રાણને કર્મેંદ્રિયો, મળી પ્રાણમય કહેવાય,
દાસ હરજીવન નિશ્ચયે કહે, સર્વ શક્તિ પ્રાણની માંહી.

વિશ્રામ.

પ્રાણ, અપાન સાથે વ્યાન, ઉદ્દાન, મળે,
સમાન મળી પાંચે સાથે, કર્મ-ઇંદ્રિયો ભળે.
વાણી, હાથ, ચરણ, ગુદા, લીંગ સંગાથ છે,
દશે રેહા સંગ મળી, પ્રાણમયજ છે.
શરીર એ હાલે ચાલે, વળી ક્રિયા કરે,
સરવે શક્તિ પ્રાણ માંહે, તેને પ્રાણમય કહે.

**मनोमय कोने कहे छे ?**

સાખી.

જ્ઞાન ઇન્દ્રિયો જઇ મળી, મન સંગાથે સમાય,
કહે હરજીવન નિશ્ચયે કરી, મનોમય તે કહેવાય.

વિશ્રામ.

પાંચ જ્ઞાન-ઇન્દ્રિયોને, મન સંગેજ છે,
તેને મનોમય કહીયે, ઇચ્છા શક્તિ તેજ છે.
જીવનેરે ઇચ્છા થાયે, ગમે તે રીતની,
સહાયતારે પોતે લીયે, મનોમય બીજની.

**विज्ञानमय कोने कहे छे ?**

સાખી.

જ્ઞાન-ઇન્દ્રિયો જઈ મળી, બુદ્ધિ માંહે સમાય,
કહે હરજીવન નિશ્ચયે કરી, વિજ્ઞાનમય કહેવાય.

વિશ્રામ.

જ્ઞાન-ઇન્દ્રિયો પંચ સાથે, બુધ્ધિ માંહે ભેળવો,
તેનાથીરે જ્ઞાન થાયે, વિજ્ઞાન તેથી મેળવો.

**आनंदमय कोने कहे छे ?**

સાખી.

આનંદમય કોને કહે, ક્યાં ક્યાં તત્વ સમાય,
નિરૂપણ તેનું સાંભળો, તો સહેજે સમજી શકાય.

## વિશ્રામ.

કારણ દેહ રૂપનેરે, અવિદ્યા કે'વાય છે,
તેનો મલીન સત્વગુણ, પ્રીય મોહ ગણાય છે.

રજો, તમો, ગુણ મળી, સત્વમાં જાય છે.
તેના તમો ગુણનેરે, તિરસ્કાર કરાય છે,

ધારેલી વૃત્તિ પ્રમાણે, વસ્તુ મેળવાય છે,
તેનું સુખ ઉત્પન્ન થાયે, તેને મોહ કહેવાય છે.

વૃત્તિ પ્રમાણે વસ્તુ મળે ભોગ ભોગવેય છે,
તે સુખને પ્રમોહ કહીયે, આનંદમય કોશ કે'વાય છે.

તેનાથી અધિક આનંદ, આનંદમય ગણાય છે,
તેનો આનંદ ભોગવનારો, સત્ચિત્ કહેવાય છે.

મોહમાં લપટાયો તેથી, જીવ ગણાય છે,
સુખ દુઃખ તેને થાયે, અવિદ્યામાં અથડાય છે.

સચ્ચિત્ ભોગવે આનંદ, અલ્પરે વખત તણો,
કાયમ આનંદ મળે નહી, તેને જીવ તમે ગણો.

સચ્ચિદાનન્દ પૂરણ ભર્યો, આનંદનો ઝરો,
એવા સદ્‌ગુરૂ મેળવવા, પ્રયત્ન તમે કરો.
ભણે હર-જીવન-ભેદ કાઢી, ગરૂગમ* માલજો,
મુમુક્ષુજનો તરવા માટે, હૃદયમાં ધારજો.

## पांच ज्ञानेंद्रियो तथा अन्तःकरण शाथी थयां ?

સાખી.

પાંચરે જ્ઞાન-ઇન્દ્રિયો, વળી અન્તઃકરણ ચાર,
કહે હરજીવન-સમજો તમે, પંચ તત્વનો સત્વ અંશ સાર.

વિશ્રામ.

પાંચ તત્વનીરે સાથે, આકાશ મેળવાય છે,
તેના સત્વ ગુણના અંશ, જેની શ્રોતા ઇંદ્રિ થાય છે.
તેવી રીતે વાયુમાંથી, ત્વચા ઇંદ્રિય થઈ,
અગ્નિમાંથી ચક્ષુ થયાં, જળથી જીવ્હા સહી.
પ્રથમ રીત પ્રમાણે, ઘ્રાણ પૃથ્વીથી થઇ,
એવી રીતે જ્ઞાન-ઇંદ્રિયો, પાંચે ઉત્પન્ન થઇ.

## अन्तःकरण कोने कहेवां ?

### સાખી.

મન, બુદ્ધિ, અહંકાર ને, ચિત્ત મળી ચારે જાણુ,
ચાર પ્રકારનાં અન્તઃકરણુ, જે સત્વની માંહે જાણુ.

### વિશ્રામ.

પાંચે તત્વને ભેગાં કરી, સત્વગુણુને કાઢીયે,
તેજ સત્વગુણુમાંથી, અંશને માણીયે,
તેમાંથીરે ઉત્પન્ન થાયે, તેને અન્તઃકરણુ જાણીયે,
મન, બુદ્ધિ, અહંકાર સાથે, ચિત્તને માણીયે.

### मन कोने कहे छे ?

સંકલ્પ વિકલ્પને, મન કહેવાય છે,
ખરૂં ખોટું થાય દેખી, સદેહ થાય છે.
તેને તો એ મન કહેવાયે, ઇંદ્રિમાં ગણાય છે,
અગીયારમી તેને જાણો, શાસ્ત્રથી કહેવાય છે.

### बुद्धि कोने कहे छे ?

ખરા ખોટાની તપાસ કરી, નિશ્ચય થાય છે,
જેનાથીરે ભ્રમ ભાગે, તેને બુદ્ધિ કહેવાય છે.

## अहंकार कोने कहे छे?

મેં તો રે અમુક કર્યું, તે મારાથી થાય છે,
અહંબુદ્ધિ ઉત્પન્ન થાયે, તેને અહંકાર કહેવાય છે.

## चित्त कोने कहे छे?

અમુકરે વસ્તુઓનું, ચિંતવનરે થાય છે,
વિચાર કરાય તેથી, તેને ચિત્ત કહેવાય છે.

## अन्तःकरणना देवता कोने कहेवाय छे?

મનનારે દેવતા ચંદ્ર, બુદ્ધિના બ્રહ્મ છે,
અહંકારના દેવ રૂદ્ર, ચિત્તના વાસુદેવ છે.

## पांच प्राण अने कर्म-इंद्रियो शाथी उत्पन्न थई?

### સાખી.

પાંચે કર્મ-ઇંદ્રિયો, વળી સંગ પંચ પ્રાણ,
કહે હરજીવન સમજો તમે, રજોગુણના અંશને માણ,

### વિશ્રામ.

પાંચ તત્વ (ચિત્ત) નીરે સાથે, આકાશને મેળવાય છે,
તેના રજોગુણના અંશથી, વાણી ઉત્પન્ન થાય છે.

તેવી રીતે વાયુમાંથી, હસ્ત ઇંદ્રિ થઇ,
અગ્નિમાંથી ચરણુ થયા, જળથી ઉપસ્થ (લિંગ)
ઇંદ્રિય થઇ.
પ્રથમ રીત પ્રમાણે, ગુદા પૃથ્વીથી થઇ,
એવી રીતે કર્મ-ઇંદ્રિયો, પાંચે ઉત્પન્ન થઇ.

## पींड ब्रह्मांड अने भूत केम उत्पन्न थाय छे ?

## સાખી.

પંચતત્વના તમોગુણુથી, ઉત્પન્ન થયા પંચભૂત,
કહે હરજીવન પંચીકરણુ કરી, પીંડ બ્રહ્માંડને ભૂત.

## जीवात्मा केमी वाटे भोग भोगवे छे ?

## દોહરા.

## जड कोण छे?

દેહ અન્તઃકરણુ જડ છે, શીતળ ગરમ તે નહી જાણે,
કહે હરજીવન ચૈતન્ય તે, જ્ઞાનથી વિષયને માણે,
પ્રાણુ પણુ જડ ગણાય છે, ભૂખ, તરસ તેને નહી લાગે,
ભૂખ તરસ જીવ પ્રાણીને, જે અનુભવથી યજ માગે.

મન પણ જડ ગણાય છે, હર્ષ, શોક, તે નહી જાણે,
કહે હરજીવન જીવાત્મા, હર્ષ, શોક, મન વાટેથી માણે.
મન, બુદ્ધિ, ચિત્ત અહંકારને, અન્તઃકરણ તેને જાણો,
સંકલ્પ, વિકલ્પ, નિશ્ચયસંગ, અભિમાનને સ્મરણ માણો.

## भोक्ता कोण बने छे ?

કર્તા તે ભોકતા બને, કર્મમાં લિપ્તજ થાય,
કહે હરજીવન જીવ તેને ગણો, તે સાક્ષી નહી રે કહેવાય.

## परमात्मा कोने कहे छे ?

## સાખી.

જેનો વિભાગ થઇ શકે નહી, પ્રથમ સંયોગ આધાર,
કહે હરજીવન કારણ ગણો, પરમાત્મા કિરતાર.

## प्रकृति कोने कहे छे ?

## વિશ્રામ.

ઉપાદાન કારણ બની, સ્થૂળાકાર રચાય છે,
કહે હરજીવન નિશ્ચયે કરીને, પ્રકૃતિ તેને કહેવાય છે.

## जीवात्मा कोने कहे छे ?

### સાખી.

સૂક્ષ્મ દેહ સંગ ચૈતન્ય મળી, પંચભૂત સાથે જોડાય,
કહે હરજીવન તે જીવને, સુખ દુઃખ જ્ઞાનજ થાય.

## अनादि कोण छे ?

### વિશ્રામ.

પુરૂષ, પ્રકૃતિ, જીવ મળી, અનાદિ કહેવાય છે,
જગત્‌ના કારણ ત્રણ, ત્રણુથી સૃષ્ટિ રચાય છે.

## जगत्‌नी उत्पत्तिमां कोनी जरूर छे ?

### સાખી.

જગત્ ઉત્પત્તિ કરવાયમાં, પાંચની છેજ જરૂરીયાત,
જીવ, ઇશ્વર, પ્રકૃતિ સંગ, કાળ, આકાશ, હૈયાત.

### વિશ્રામ.

પાંચથી ઉત્પન્ન થયું, ઓછાથી થાતું નથી,
અનાદિ પાંચ ગણાયે, હરજીવન કહે કથી.

**एक जाति कोनी गणाय छे के जे स्वरूपे भिन्न छे.**

**સાખી.**

કાળ, આકાશ, પરમાત્મા, જાતિ એક ગણાય,
સર્વમાં વ્યાપિ એકત્વ રહે, જે સ્વરૂપે પૃથક્ જણાય.

**निमित्त कारण कोण गणाय छे?**

નિમિત્ત કારણ પરમાત્મા, જે ઉત્પન્ન પ્રલયમાં હેયાત,
કહે હરજીવન નિશ્ચયે કરી, તે સર્વનો છેજ આધાર.

**प्रलयमां जगत् केवुं हतुं ?**

**વિશ્રામ.**

અંધકારમાં જગત્ હતું, પહેલું સૃષ્ટિ યજથી,
કોઇ બુદ્ધિથી જાણે નહી, હતું સુષુપ્તિ રૂપથી.
કારણ રૂપ જગતને રે, કાર્ય રૂપ બનાવ્યુંજ છે,
પૃથ્વીથી રે સૂર્ય લગી, પરબ્રહ્મે રચ્યું સર્વ છે.

**प्रलय पछी जगत् केम उत्पन्न थयुं ?**

સાખી.

પુરૂષ પ્રકૃતિથી હતું, કારણ દ્રવ્ય આકાશ,
કારણ તત્ત્વ ભેગાં મળી, બન્યું આકાશ અવકાશ.
પ્રકૃતિ, પરમાણુંઓ મળી, ક્યાં જઇ કરે નિવાસ,
દાસ હર જીવન-નિશ્ચયે કહે, અનાદિ છે જ આકાશ.

## सृष्टि अने मनुष्य केम उत्पन्न थयां ?

વિશ્રામ.

આકાશથી વાયુ રે હતો, વાયુથી અગ્નિ થઇ,
અગ્નિથી રે જળ થયું, જળથી પૃથ્વિ થઇ.
પ્રકૃતિથી ઉત્પન્ન તેઓ, સૂક્ષ્મ તત્ત્વ થયા,
એકંદર સાથે મળી, સ્થૂળાન્તર બન્યા.
સ્થૂલાન્તર બનતાં રે જતાં, વિચિત્ર રૂપ પ્રગટાય છે,
કહે હર-જીવન-સંસર્ગ રૂપ, સૃષ્ટિ તેને કહેવાય છે.
પૃથ્વી પછી ઔષધિ બની, અન્ન ઔષધિથી થયુંજ છે,
અન્નથી રે વીર્ય થઈ, હરજીવન જન બન્યાજ છે.

## चोवीस तत्त्व कोने कहे छे?

વિશ્રામ.

સત્વ, રજ, તમ, મળી, પ્રકૃતિ[1] કહેવાય છે,
કહે હર-જીવન-મહતત્વ બની, બુદ્ધિ[2] નામ ધરાય છે.
બુદ્ધિથી અંહકાર થઇ, અહં-થી પંચતન[5] માત્રા થાય છે,

દશ ઇંદ્રિય, મન સાથે, પંચભૂત ચોવીસ ગણાય છે. *

**अविकारी कोण छे अने तेनां कार्यो कोने कहेवां?**

સાખી.

મહતત્વ, અહંકાર, સંગ, પંચતન માત્રા સાતે,

કહે હરજીવન કાર્યો ગણ્યા, પ્રકૃતિ અવિકારી જાતે.

**कारणो.**

વિશ્રામ.

દશ ઇદ્રિંય મન સંગે, અગીયાર ગણાય છે,

કહે હર-જીવન-કારણો કહયાં, પંચભૂતના પીસાણાય છે.

---

* ૧ પ્રકૃતિ, ૨ બુદ્ધિ, ૩ અંહકાર, ૪ શબ્દ, ૫ સ્પર્શ, ૬ રૂપ, ૭ રસ, ૮ ગંધ, ૯ શ્રોત્ર, ૧૦ ત્વચા, ૧૧ ચક્ષુ, ૧૨ ઘ્રાણ, ૧૩ જીભ્હા, ૧૪ વાણી, ૧૫ હાથ, ૧૬ ચરણ, ૧૭ ગુદા, ૧૮ લીંગ, ૧૯ મન, ૨૦ આકાશ, ૨૧ વાયુ, ૨૨ અગ્નિ, ૨૩ જળ, ૨૪ પૃથ્વી, આ સર્વે મળીને ચોવીસ તત્વ છે ને પચીસમો પરમાત્મા ઉપાસ્ય દેવ છે.

## संयोगवियोग शाथी थाय छे?

સાખી.

સંયોગથી સૃષ્ટિ બની, વિયોગે સંગ નહી રહેનાર,
કહે હર-જીવન-તે કાર્ય ગણો, ખરેખરો વિસ્તાર.

## परमात्मानुं बीजुं नाम ब्रह्म छे, जे निमित्त कारण गणाय छे.

સાખી.

વિશ્વ જેમાંથી ઉત્પન્ન થયું, પાછું તેમાં સમાય,
હરજીવન બ્રહ્મને ઓળખો, જે નિમિત્ત કારણ કહેવાય.
સર્વવ્યાપક અજર અમર, અવિનાશી ને અનંત,
હરજીવનનો સ્વામી શામળા, જેને બ્રહ્મા વિષ્ણુ રટંત.

વિશ્રામ.

વ્યોમ, કાળ, મળી એક ગણાયે, નામ રહિત કહેવાય છે,
કહે હર-જીવન-પાર નહી પામ્યા, તે વિષ્ણુ ગણાય છે.

## ईश्वर सगुण–निर्गुण बन्ने छे.

સાખી.

અનંત જ્ઞાન; અનંત બળ, ગુણ પરમાત્મા માણી,
રૂપ, દ્વેષ, ઇર્ષા, નહી, સગુણ, નિર્ગુણ લ્યો જાણી.

## ईश्वर साकार छे के निराकार ?

### વિશ્રામ.

બાળે યા બળે નહી આત્માને, કાપ્યો નહી કપાય છે,
એવા ગુણ જે પુરૂષના તે, નિરાકાર કહેવાય છે.

### સાખી.

સ્થૂળના એ ભંગ થાય છે, બાળે તોય બળેય.
એવા ગુણ સાકારના, જે વર્ણવેય હરજીવન જ્ઞેય.

## जीव ईश्वरनो केवो संबंध छे ?

### સાખી.

જીવ, ઇશ્વરથી સ્થૂલ છે, ઇશ્વર સૂક્ષ્મ ગણાય,
સ્થૂળમાં સૂક્ષ્મ રહી શકે, જેમ કાષ્ટમાં અગ્નિ જણાય.
જીવ ઇશ્વર ચૈતન્ય ગણી, વ્યાપક ઇશ્વિર ગણાય,
દાસ હરજીવન નિશ્ચયે કહે, વ્યાપ્ય જીવને મણાય.

## परमात्मा साक्षीरुप थई फल आपे छे.

### સાખી.

જેમ શરીરમાં જીવ રહે, તેમ રહે પરબ્રહ્મ જીવમાંહીં,
જીવથી ન્યારો રહી કરી, પુણ્ય પાપનો સાક્ષી થઇ.

જીવને ફળ આપી અદલ, રાખે નિયમમાં જાણી,
તેજ અવિનાશી આત્મા, હર-જીવન-લેને માણી.

**परमात्मा जीवात्माने केम उपदेश करे छे?**

વિશ્રામ.

નિરાકાર પરમાત્મા તે, જીવને ઉપદેશ કરેય છે,
મુદ્રાથી શ્રવણુ કરો ને, આશ્રય જરાપણુ નહી લીયેજ છે.

**जीवात्मा अन्यने केम उपदेश करे छे?**

સાખી.

મનુષ્ય ઉપદેશ અન્યને કરે, લહે તાળું જીભને પાસ,
ત્યારે શબ્દ ઓચરે, નિશ્ચયે વર્ણવે હર-જીવન-દાસ.

**साधारण निमित्त कोण छे?**

વિશ્રામ.

વિશ્વમાંથી ચીજો લઇને, વિવિધ કાય કરેય છે,
સાધારણુ નિમિત્ત જીવાત્મા, તે હર-જીવન-દાસ કહેય છે.

**जीव स्वतंत्र तथा परतंत्र शेमां छे?**

સાખી.

જીવ સ્વતંત્ર કર્મમાં, ફળ ભોગવવામાં પરતંત્ર,
જડ પ્રકૃતિ પણુ પરતંત્ર છે, ઇશ્વર આધિન છે સર્વ.

## कोना संबंधथी ज्ञान प्रगटाय छे ?

સાખી.

પુરૂષ પ્રકૃતિ સંગ મળી, જ્ઞાન અનુભવ થાય,
કહે હર-જીવન-જુદા રહે, તો એકે ન કારજ થાય.

## मोक्ष कोने कहे छे ?

વાસના કર્મથી મુક્ત થઈ, સૂક્ષ્મ દેહ ધરાય,
સૂક્ષ્મણા વાટે જઇ ચડી, બ્રહ્મ રંધ્ર માંહે સમાય.
રંધ્ર તોડી યોગ બળે, સૂર્યમંડળમાં જાય,
કહે હર-જીવન-નિશ્ચયે કરી, ત્યારે મોક્ષપદ કહેવાય.

। इति श्री नीतिमार्गोपदेशिका सप्तरत्नगीतायां
तत्त्वज्ञान-तेजोमयनाम चतुर्थः काण्डः ॥



# बंधनमुक्त मोक्षमालिका.

બંધનમાંથી મુક્ત થવું એ મહાભારત કાર્યમાં જય મેળવવાનો સઘળો આધાર ઉપાસકના પોતાના ઉપરજ રહે છે; જેમ શ્રીકૃષ્ણ યોગી ભાર મૂકીને કહે છે કે:—

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमव सादयेत् ।**
**आत्मैव ह्यात्मनोबंधुरात्मैवरिपुरात्मनः ॥**

પોતાનું હિત ઇચ્છનાર પુરૂષ વિષયાસક્તિનો પરિત્યાગ કરી વિવેકયુક્ત નિર્મળ મનથી પોતાના જીવાત્માને આ ભયંકર સંસારસમુદ્રમાંથી બહાર કાઢે, પણ અનિત્યને દુ:ખ વિષયોમાં આસક્તિ કરીને પોતાના જીવાત્માને આ સંસારસાગરમાં ન ડુબાડે. વિષયોની તૃષ્ણાથી રહિત મનજ જીવાત્માને સંસારના બંધનમાંથી મુક્ત કરનાર બંધુ છે. અને વિષયોની તૃષ્ણાવાળું મનજ જીવાત્માને ભમાવનાર શત્રુ છે. હવે જીંદગીના મહાન ભેદોનો સંતોષકારક ખુલાસો મેળવવા માટે અને આ મહાન વિચાર સમજવા માટે

જે મૂળ નિયમો ઉપરથી પુરૂષાર્થ (કર્મ) વિષેનો સિદ્ધાંત રચાયો છે, તે ઉપાસકોએ જાણવો જોઇએ. આ જન્મમાં અને ભવિષ્યના જન્મોમાં તેની સ્થિતિ ઉપર તે અસર કરે છે. કારણ કે જે કાંઇ બોલવું કે વિચારવું તેને કાર્યમાં લેતાં તેનું પરીણામ તો ચોક્કસજ નીપજે છે. અને સંસારી બાબતોમાં કે ચિત્તશુદ્ધિની બાબતમાં તેને સુખી કે દુઃખી કરવાની શક્તિ ધરાવે છે. આને લીધેજ **નીતિમાર્ગોપદેશિકાસંસરત્નગીતા**માં કર્મના વિવેચનથી એક જુદો ભાગ ભજન વીગેરેથી રોકયો છે.

(રાગ—ગરબી—હરીવેણુ વાય છે રે હો વનમાં)

શરીરને ઓળખો રે હો વિવેકી,
ભૂતાત્મા જાણો તેને પંખી. ટેક.

જે જે કરેય છે રે હો રે કર્મ,
પ્રેરક જાણે તેનો રે મર્મ. ટેક.

ક્ષેત્રજ્ઞ રે હો તેને કહીયે,
જ્ઞાનથી ઓળખી પોતે લીયે. ટેક.

સૂક્ષ્મ દેહને રે હો માણો,
અંતર-આત્મા તેને જાણો. ટેક.
ક્ષેત્રજ્ઞની સાથે સૂક્ષ્મ દેહ,
ઉત્પન્ન થાયે સાથે તેહ. ટેક.
જીવાત્માને કેમ ઓળખીયે,
હૃદયમાંરે જીવ વિચાર કરીયે. ટેક.
પંચભૂત સાથે બન્ને સંગમાં,
ત્યારે તમે જાણોને રે જીવાત્મા. ટેક.
પરમાત્માનો આશ્રય મોટો,
જીવ કરે તેમાં નફો ને ટોટો. ટેક.
પૂર્વ જન્મના સુખદુ:ખ મળીયાં
ભોગવે અંતર-આત્મ વડીયાં, ટેક.
ગુરૂજીના ચરણોમાં રે હો વાસ,
ભણે ભેદ કાઢી હરજીવનદાસ. ટેક.

પ્રાચીન આર્ય ગ્રન્થોમાં જણાવ્યું છે કે કર્મનો નિયમ મૂળ નિયમમાંનો એક છે; જેવું કરવું તેવું પામવું; જેવું કારણ તેવું કાર્ય; આ રીતે અનાદિ નિયમ છે. માણસને પુરૂષ કહે છે, અને તે બે

પ્રકારનો સ્વભાવ ધરાવે છે; એક મૃત્યુવશ એટલે નાશવંત, બીજો અમર અવિનાશી. મૃત્યુવશ પુરૂષને ભૂતાત્મા કહે છે અને આ નામ, દેહ એટલે સ્થૂળ શરીરને આપવામાં આવ્યું છે. જે દેહમાં સૂક્ષ્મ લીંગદેહ રહે છે તેને (અંતર–આત્મા) કહે છે અને સ્થૂળ શરીરમાં રહી સૂક્ષ્મ લીંગદેહ વાટે જે અનેક જાતના વિષયો ભોગવે છે તે અમર પુરૂષને અક્ષર (જીવાત્મા) અવિનાશી કહે છે. તેને નથી જન્મ કે નથી મરણુ. આ બેવડા પુરૂષમાં એક ત્રીજો શ્રેષ્ઠ પુરૂષ છે, કે જે સર્વવ્યાપક અજ, અનંત, અવિનાશી, જગતનું નિમિત્ત કારણુ કે જેને પુરૂષોત્તમ (પરમાત્મા) કહે છે, તે છે.

ક્ષેત્રજ્ઞ અને સૂક્ષ્મ દેહ બન્ને પંચભૂત સાથે જોડાય છે, ત્યારે તેને જીવાત્મા કહે છે. અને જીવ સારા યા નરસા વિચારો અને સુખદુ:ખ, મૃત્યુવશ પુરૂષ (એટલે શરીર) કે જે પ્રકૃતિનો બનેલો છે, તેમાં રહીને સૂક્ષ્મ દેહથી ભોગવે છે.

આ પ્રકૃતિ સૃષ્ટિનું ઉપાદાન કારણ છે, અને પુરૂષોત્તમ સાથે તેના સંબંધથી સર્વે જડ કે અજડ, પ્રલયની પૂર્વે કે પછી, ઉત્પન્ન થાય છે. આને લીધે પ્રકૃતિને અલંકારી શબ્દોમાં જગધાત્રી એટલે જગત્‌ની માતા કહે છે, અને પુરૂષોત્તમને પિતા કહે છે. સંસ્કૃતમાં **प्र**=પ્રગટ કરવું અને **कृति** એટલે બનાવવું એ ઉપરથી **પ્રકૃતિ** નામ આપવામાં આવ્યું છે. એ ઉપાદાન કારણથી સૃષ્ટિ પ્રગટ થવા માંડી. પ્રકૃતિથી બનેલાં શરીરને 'પુરી' કહે છે, અને તેમાં વસતા જીવને 'પુરૂષ' કહે છે. આ રીતે પુરૂષોત્તમ પેઠે પ્રકૃતિ પણ અનાદિ છે. ૠગ્ વેદમાં તત્ અને તમની મૂળ હસ્તિ વિષે જણાવ્યું છે. તત્ એટલે પુરૂષોત્તમ, તમ એટલે પ્રકૃતિ. આ બન્નેનો સંબંધ દર્શાવતાં પ્રથમ બીજ જળ મધ્યે હતું. આના ખોળામાં જે શયન કરી રહ્યો તે અજ હતો. પ્રથમ બીજ તથા અજ એટલે પુરૂષોત્તમ અને જળ–**आप्** એટલે પ્રકૃતિ આને લીધે પ્રકૃતિ (ભૂતાત્મા) પુરૂષોત્તમ (પરમાત્મા) અને પુરૂષ (જીવાત્મા) એ ત્રણે અજ (જન્મ રહીત)

છે. આ ત્રણમાંથી પરમાત્મા અને જીવાત્મા અવિકારી છે, પરંતુ પ્રકૃતિ વિકારી છે, અને અનેક જાતના આકારો કે રૂપ પકડી શકે છે. આને લીધે પ્રકૃતિના બે પ્રકાર છેઃ પહેલો, પ્રકૃતિ–કે જેને ' મૂળ પ્રકૃતિ ' કહે છે, અને પંચ તનમાત્રામાં તેનાં જે અણુઓ છે તે અનાદિ અને અનંત છે; પછી 'વ્યકત પ્રકૃતિ.' આની સ્થિતિ અનિત્ય છે. તેનો આરંભ અને અંત બન્ને છે. આ બીજી 'વ્યક્ત પ્રકૃતિ' સૃષ્ટિ અને મનુષ્યનું ઉપાદાન કારણ છે. જ્યારે માણસ મરણ પામે છે, ત્યારે પ્રાકૃતિક પરમાણુઓના બનેલા દેહના આકારો નાશ પામે છે, પણ આ પરમાણુઓ પોતાના અસલ મૂળમાં એટલે પ્રકૃતિમાં પાછાં મળી જાય છે.

આ રીતે જે રૂપ કે આકારનો નાશ થાય છે તેને માણસ મૃત્યુવશ કે ' ક્ષર ' કહે છે. આથી જ્યારે ' જન્મ ' અને ' મરણ ' શબ્દો વપરાય છે, ત્યારે માત્ર એમજ સમજવું કે પરમાણુંઓથી શરીરનો જે આકાર બંધાય છે, તે આકાર નાશ પામે છે, પણ પરમાણુઓનો નાશ થતો નથી, અને તે સાથે

જીવાત્મા પણ મરણ પામતો નથી. હવે માણસના આ નાશવંત ભાગ વિષે કાંઇક કહીશું, કેમકે આ નાશવંત ભાગથી સ્વતંત્ર થયા પછીજ માણસો પોતાની છેવટની નેમમાં ફાવી શકે છે.

(તજો દીન પ્રાણુ-એ રાગ.)

જુઓ તનમાંહીં ઐસા એ દેશ પાયા ટેક.
મલમૂત્રસે દેહ એ ભરીયા પંચભૂતકી કાયા,
પાંચ પ્રાણ દસ ઇન્દ્રી લગાયા, મનરે બુદ્ધિસે સૂક્ષ્મ પાયા ટેક.
છ એ ચક્ર ઔર પાંચે કોષા, તીન ગુણ તીન દેશા,
મહેરમ ધ્યાન ધરોને ભાઇ, દેખો રે બ્રહ્મ પ્રદેશા. ટેક.
નાભિ પ્રદેશમેં નાવ ચલત હૈ, બ્રહ્મમેં જઇ કરે બાસા,
ગગનમંડલમેં નોબત બાજે, સૂર્ય બીના એ પ્રકાશા ટેક.
સૂરતી સોહાગન ચરન જઇ લોટી, ત્યાં મેરા પ્રીતમ પાયા
દાસ હરજીવન ગુરૂકે ચરણે, દિલરે ભિતર ગુન ગાયા ટેક.

પ્રકૃતિના અવાદિ અનંત પરમાણુઓનાં સૂક્ષ્મ તત્ત્વો, કે જેને 'તનમાત્રા' કહે છે, તે તનમાત્રામાંથી પાંચ સ્થૂળ તત્ત્વો અને પાંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે. પૃથ્વી, આપ્, તેજ, વાયુ અને આકાશ

આ પાંચ ભૂતના સંયોગથી બ્રહ્માન્ડ (વિશ્વ) અને તે સાથે પિંડાંડ (માણુસ) એ બન્ને બને છે. શરીરમાં રહેલો અગ્નિ તે તેજ છે; ઇન્દ્રિયોનાં દ્વાર તે આકાશ છે; રૂધિર, મેદ અને વીર્ય એ આપ્ છે; શરીર એ પૃથ્વી છે; અને શ્વાસ એ વાયુ છે. માણુસ આ રીતે પંચકોષથી વિંટાયેલો છે. તેનો બહારનો કોષ અન્નમય કોષ કહેવાય છે, કેમકે તે અન્નથી પોષાય છે. અને તે ઉપર જણાવેલા પંચ મહાભૂતોનો બનેલો છે. તેની માંહે પ્રાણમય કોષ છે, જે પ્રાણ-વાયુનો બનેલો છે. અને તેની માંહે મનોમય કોષ છે જે મનનો બનેલો છે, જેથી જીવાત્માને સંકલ્પ કરવાનું અને નિશ્ચય કરવાનું બની આવે છે, અને જેથી પ્રાણવાયુ આ કોષમાં રહી શકે છે. એની માંહે વિજ્ઞાનમય કોષ છે, જે માત્ર બુદ્ધિનો બનેલો છે અને જેમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે. અને આનીમાંહે આનંદમય કોષ છે, જે શુદ્ધ જ્ઞાનનો બનેલો છે. આ પંચ કોષો, તેમાં વસતો જીવાત્મા અને જે પુરૂષોત્તમ આ કોષોમાં અને સર્વ વસ્તુઓમાં

વ્યાપી રહેલો છે તે મળીને માણુસનાં સાત મુખ્ય તત્ત્વો માણુસમાં સદા પ્રકટ હોતાં નથી. તેમનાં બીજ ત્યાં છે; પંરતુ આ બીજને નિયમિત રીતે ખીલવવાની અગત્ય છે.

પહેલો કોષ એ સ્થૂળ શરીર કહેવાય છે, કેમકે તે સ્થૂળ પદાર્થનો બનેલો છે. મરણુનો સંબંધ આ સ્થૂળ દેહ સાથે છે. મરણુ કાળે જીવ સ્થૂળ શરીર ત્યજીને બીજા કોષસાથે બહાર નીસરી પડે છે. આ બીજા કોષને સૂક્ષ્મ દેહ કહે છે, કેમકે પ્રકૃતિનાં સૂક્ષ્મ અણુઓનો તે બનેલો છે. પણુ આ અણુઓ એટલાં તો બારીક અને સૂક્ષ્મ હોય છે, કે તે જ્યારે સ્થૂળ શરીરમાંથી સૂક્ષ્મ શરીર નીકળે છે ત્યારે સાધારણુ માણુસને દેખાતાં નથી. જ્યારે તે ચાલી જાય છે, ત્યારે સ્થૂળ શરીર જે સૂક્ષ્મ શરીરમાં રહેલા સ્વાભાવિક ગુણોની ગરમીવડે ગરમ રહેતું હતું તે ટાઢું થઇ જાય છે; અને આધારાદિક ચક્રોમાં નાદવાળા પ્રાણુ રૂપે પ્રવેશ કરી નિરંતર અખંડ તથા અસ્ફુટ નાદ થયા કરે તેવી 'પરા' વાણી ઉત્પન્ન કરી મણીપુર

ચક્રમાં આવે છે. અને ત્યાં ઉચ્ચાર કર્યા પહેલાં મનથીજ વર્ણોનાં સૂક્ષ્મ સ્વરૂપ જોવામાં આવે તેવી 'પશ્યતી' વાણી ઉત્પન્ન કરી વિશુદ્ધિ ચક્રમાં આવે છે ત્યારે **મધ્યમાવાણી** એવા નામથી તે ઓળખાય છે. એટલે **પશ્યતી** ની ઉપર રહેલી અને **વૈખરી** ની નીચે રહેલી માટે તેને **મધ્યમા** કહે છે. એ વાણી રૂપ નાદ ત્યાંથી મુખમાં આવી ઉપર કહેલું અત્યંત સ્થૂળ 'વૈખરી વાણી' નામનું સ્થૂળ સ્વરૂપ— કરોળીયો જેમ પોતાના હૃદયમાંથી મુખ વાટે લાળનાં તંતુઓ બહાર કાઢે છે તેમ—પ્રાણરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભ સ્વરૂપ વડે સૂક્ષ્મ નાદરૂપ ઉપાદાન કારણને લીધે અક્ષરોનો સંકલ્પ કરનારા મનરૂપ નિમિત્ત કારણથી પોતાના હૃદયમાં રહેલા ૐ કારમાંથી છાતી તથા કંઠના સંગથી સ્પષ્ટ જાણવામાં આવે તેવી આધાર, સ્વાધીષ્ઠાન, મણીપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા મળી છ ચક્રોમાં સ્પર્શ અને ઉપમા વિગેરેથી શણગારેલી પાર વિનાની એવી વખરી વાણીને હિરણ્યગર્ભ સર્જે છે, અને પોતેજ પાછો

પોતાનામાં સમાવેશ કરે છે. નાભીમાં રહીને વૈશ્વાનર અગ્નિ જે શ્વાસના વાયુથી ફુંકાતો દર્શાવ્યો છે તે આજ વિદ્યુત્ અગ્નિ વૈશ્વાનર રૂપે માણુસ તેમજ સૃષ્ટિનો સ્થંભ અને નાભી છે. ઇચ્છા શક્તિને ઉશ્કેરનાર આજ અગ્નિ છે. જ્યારે શરીરમાં વિકાર થવા માંડે છે, ત્યારે તેનાં અણુઓ પોતપોતાના મૂળમાં પાછા જઇ મળે છે; અને જીવ સૂક્ષ્મ શરીરથી વીંટલાઇને જન્મચક્રમાં અનેક લોક ભોગવતો ફરે છે. જ્યાંસુધી મોક્ષપદ પ્રાપ્ત થતું નથી, ત્યાંસુધી તે ઉપર વર્ણવેલા કોષોમાં વિંટળાઇને રહે છે. પણ આ મોક્ષપદ એકદમ પ્રાપ્ત થતું નથી. પંચ કોષમાંથી પ્રથમ અન્નમય કોષ નાશ પામે છે, પછી પ્રાણમય કોષ વીખરાઇ જાય છે, અને એમ પાંચે કોષ જ્યારે વીખરાઇ જાય છે ત્યારપછી પરમાત્મામાં જીવાત્મા લીન થાય છે, અને ત્યારે તે 'મોક્ષ' પામ્યો કહેવાય છે. દેહ છોડયા પછી જીવ પોતાના કર્મ પ્રમાણે જીવનમુક્ત થાય છે અથવા ફરી દેહ ધારણ કરે છે. પણ જ્યાંસુધી જીવ સૂક્ષ્મ શરીરથી સ્વતંત્ર થતો નથી ત્યાંસુધી જન્મ અને મરણ—દેહ છોડવો

અને ધારણ કરવો—એ ક્રિયા ચાલુ રહે છે. હવે જ્યારે માણસ મરણ પામે છે, ત્યારે ઇન્દ્રિયો તો નાશ પામે છે, પણ જીવતાં જે જે કાર્યો જ્ઞાનેન્દ્રિયોથી ત્વચા, કર્ણ, નાક, જીભ, અને નેત્ર તેમજ કર્મેન્દ્રિયો, જેવી કે વાણી, હાથ, ચરણ, ગુદા, લિંગ અને મન તથા બુદ્ધિ મળી બાર ઉપાદાન કારણ અને પંચ વાયુદ્વારા સત્તરથી તથા વાણી અને વાસના રૂપે કરેલા વિચારોથી થાય છે તે જીવની સાથે સંબંધ રાખે છે; કેમકે માણસ જ્યારે કાંઈ કામ કરે છે, કે કાંઇ બોલે છે, કે વિચારે છે, ત્યારે તે કામ (કર્મ), શબ્દ કે વિચાર સાથે તેના શરીરમાંથી એક તેજસ્ જ્યોતિ નીકળે છે, અને આ તેજસ્ કાંઇક આકર્ષણ ધરાવે છે, અને ચોક્કસ પરીણામ નીપજાવે છે; પણ તેજસ્ પ્રાકૃતિક તત્ત્વનું બનેલું છે, અને તેનાં અણુઓ જો કે અતિ સૂક્ષ્મ હોય છે, તો પણ જાણે વીજળીક તાર હોય તેમ સૃષ્ટિમાં વ્યાપી રહેલા આકાશમાં જઇ મળે છે; અને આ તેજસ્ જ્યોતિ એટલું તો બળ ધરાવે છે કે જે કોઇ વસ્તુ અથવા પ્રાણીને તેનો સ્પર્શ થાય છે, તે ઉપર

તે અસર કરી શકે છે, અને પછી ઘાત અને પ્રત્યાઘાતના જાણીતા નિયમ પ્રમાણે જે માણસમાંથી તે બહાર નીકળે છે ત્યાં પાછી ફરે છે.

આ તેજસ્ કે વાસનામય બીજમાંથી શુભ યા અશુભ ફળ આપતાં વૃક્ષ ઉગી નીકળે છે, અને એનાં ફળો તે માણસને ચાખવાં પડે છે.

આ બીજને વેદાંતમાં (કારણ દેહ) કહે છે, કેમકે તે માણસના સુખ દુઃખનું કારણ છે. આ કારણ શરીર પાંચમા આનંદમય કોષનું બનેલું છે, અને જ્યાં સુધી જીવ સ્થૂળ કે સૂક્ષ્મ શરીરમાં રહે છે, ત્યાં સુધી તેને વળગી રહે છે; અને જ્યારે જીવ સ્થૂળ અને સૂક્ષ્મ એ બન્ને શરીરના બંધનમાંથી મુક્ત થાય છે, ત્યારે કારણ શરીર સુદ્ધાં દેહ સાથના પોતાના સંબંધની નિશાની બાળી દે છે. જ્યારે જીવ મોક્ષપદ પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે, ત્યારે આમ બને છે; પણ ત્યાં સુધી કારણ શરીર બીજ રૂપે, પૂર્વે કરેલાં કર્મોના ફળ રૂપે, ક્રિયા કરતું રહે છે, અને માણસોના કામ ઉપર કાબુ ધરાવે છે. આ ક્રિયાને

'કર્મ' કહે છે. કર્મનો મૂળ અર્થ કામ છે, પણ સાધારણ રીતે તેનો અર્થ કારણ-કાર્યનો નિયમ છે; ભૂત કે વર્તમાન કાળમાં જે જે ટેવો પાડી હોય તે પરિણામ પ્રમાણે માણસનું ભવિષ્ય નક્કી થાય છે. ખરેખર, કર્મ એજ ધર્મ અને શુદ્ધ ન્યાય છે. જે માણસને જેવું ઘટે તેવો ધર્મરાજા એવા પરમાત્મા અપક્ષપાત રીતે વર્તનાર સારો કે માઠો તેના કર્મ પ્રમાણે ન્યાય આપે છે. આ રીતે માણસના સુખ કે દુઃખનો આધાર તેનાં કર્મો ઉપર રહે છે; પણ તે વાતનો ખ્યાલ માણસોને રહેતો નથી, તેના છુપાજ ફટકા પડે છે. અને તેથી તેને 'અદૃષ્ટ' કહેવામાં આવે છે. સંસ્કૃતમાં કર્મને વિશે ઘણા શબ્દો છે, પણ મુખ્યત્વે કરી તેને ભાગ્ય (ભાગ આપનાર) વિધિ (જે પૂર્વે નક્કી થયેલું છે તે) એવું નામ આપ્યું છે; અને ભવિષ્યની સ્થિતિ તેના પૂર્વે કરેલા કર્મની અસરથી સારી કે માઠી થાય છે. તે ઉપરથી એક કામ કરવા માટે આ પાંચની જરૂર છેઃ-(૧) કરનારની દૃઢ ઇચ્છા; (૨) કરવાનાં સાધનો; (૩) કર્મ તથા

જ્ઞાન ઇન્દ્રિયો; (૪) તે સાધનનો ઉપયોગ, અને (૫) પૂર્વ કર્મની અસર. હવે શરીર, વાણી અને મનથી વાજબી કે ગેરવાજબી ક્રિયામાં આ પાંચ તત્વો હાજર હોય છે. તેથી કર્મના નિયમ ઉપર ધ્યાન આપતાં જણાશે કે માણસ પોતે ચાહે તેમ કર્મ કરવાને સ્વતંત્ર છે, અને તેનાં ફળનો ભોક્તા પણ કર્ત્તા છે. હવે માણસ, પોતાના શારીરિક, માનસિક અને નીતિમય નિયમોની હદમાંજ ગમે તેમ કરવાની છુટ છે. તે જે કાંઇ કરે છે તેનો સબબ કે કારણ તો છે, પણ કરવું કે નહી કરવું તે કર્ત્તાના હાથમાં છે; જે પોતે ન ઇચ્છે તેની પાસે તે વિષેની કોઇ ઇચ્છા કરાવી શકતું નથી; અને ઉપર જણાવેલી હદમાં તે ગમે તેમ કરી શકે તેમ છે. માટે યોગ્ય કર્મ આચરવું અને અયોગ્ય કર્મ કરવાથી દૂર રહેવું એ જાણે તેનો સ્વાભાવિક ધર્મ અને ફરજ છે; માટે માણસે પોતાના આ જન્મમાં (તેના વિચારો પ્રમાણે આવતો જન્મ થશે, તેથી) વિચારો અને ઇચ્છાઓ શુદ્ધ રાખવી મનુષ્યનું મન એજ બંધન અને

મોક્ષનું કારણ છે. તેમાં વિષયવાસના રાખવી તે બંધન, અને વિષયવાસનાનો ત્યાગ કરવો તે મુક્તિ છે. તેથી વિષયવાસનાથી મનને ખેંચી મોક્ષને માટે બ્રહ્મરૂપ પરમાત્માનું ચિન્તવન કરવું. આ રીતે ઇન્દ્રીયો વશ કરવામાં મળતી ફતેહનો આધાર મનપર રહે છે.

ભજન–દેખોને મનવા તમે જુઓ આતમરામ–એ રાગ.

કાયા મંદિરમાં તમે સુરતી લગાવો રામ,
જ્ઞાને ને ધ્યાને માલાને માણો રે. ટેક.
ઝગમગ જ્યોતિ જોને ઝળકે આ દેહમાં,
તેની મસના અંતર પડ લાગ્યા રે ટેક.
આશા તૃષ્ણાના તાર એ તાણ્યા રામા,
વાસનાના જાળા જમાવ્યા રે ટેક.
પોતે એ રચતા ને પોતે એ ભોક્તા રે,
પોતે રચીને ફસાણો રે ટેક.
તને ને મને ભાઈ તાર એ તોડો રે,
જાળા જોડીને જ્ઞાન માણો રે. ટેક.
અજવાળું થાશે ત્યારે કાયા મંદિરમાં,
ત્રિકુટી ધ્યાન–આસનેથી માણો રે. ટેક.

કહે હરજીવન ગુરૂએ પ્રતાપે રામા,
જીવની મુક્તિ ત્યારે તમે જાણો રે. ટેક.

દરેક માણુસો જાણુતા છતાં પણ પોતે તે પ્રમાણે વર્તતા નથી, તેઓ પોતે જાણે છે કે જ્ઞાનરૂપી દીપક પરમેશ્વરે સૌ પ્રાણીમાત્રને બક્ષેલો છે, પણ અવિદ્યાને લઇને તે જ્ઞાન-દીપકને વિષયવાસના રૂપી પ્રકૃતિમાંજ રહેવા દેતાં, તે જ્ઞાનને અજ્ઞાન રૂપી મેશના અંતરપટ લગાડશે, અને વિષયવાસના રૂપી જાળાનો કાંઈ પાર રહેશે નહી. જેમ કરોળીયો પોતે પોતાની લાળમાંથી તાંતણુાઓ કાઢી બીજાઓને ફસાવવા જાળ બાંધે છે, પણ છેવટે તે પોતેજ પોતાની જાળમાં ફસાઇને મરણ પામે છે, તેમ જીવાત્મા એટલે મનુષ્ય પોતે આશા-તૃષ્ણાને લંબાવી યોગ્ય ઉમર છતાં પણ જાળો પાથર્યાજ કરે છે. જેમકે એક દીવો સારે ઠેકાણે રાખવાથી સર્વને ઉજાસ આપે છે, અને મસનો ભાગ ઝીણા પરમાણુંઓ થઇ ઉડી જાય છે, અને તેજ દીવો જો ગોખમાં રાખીએ તો ટુંક વખતમાં મેશનો જથ્થો જમાવી જયોતિ ઉપર પડી પ્રકાશનો નાશ કરે છે.

જુઓ પોતામાંથી નીકળેલી મશે પોતાનોજ નાશ કર્યો. તેમ પોતાનાજ જ્ઞાનને ખોટે રસ્તે દોરવવાથી અજ્ઞાન રૂપ કાળ થઇ પોતાનેજ મૃત્યુના પંજામાં સોંપશે. માટે મન, વાણી, અને શરીરથી ખરાબ કર્મ નહી કરતાં શુદ્ધ હૃદયથી પરમાત્માના ચરણમાં આસન વાળી મુક્ત થવાને માટે જ્ઞાન દૃષ્ટિથી ચિત્ત લગાવી ધ્યાન કરવું કે જે જ્ઞાન અને ધ્યાનથી તમારાં કરેલાં કર્મો દુર્ગુણનો નાશ કરી સત્કર્મમાં વધારો કરી તમને જીવનમુક્ત કરશે. ટુંકમાં, દરેક માણસ શુભ યા અશુભ કર્મ કર્યાથી તારનાર કે મારનાર થાય છે.

એક વૃક્ષ ઉપર બે પક્ષીઓ મિત્ર તરીકે રહે છે. એક મધુર ફળ ચાખે છે ત્યારે બીજું તેમ ન કરતાં માત્ર સાક્ષિ રૂપે જોયા કરે છે. હવે આ વૃક્ષ એટલે શરીર સમજવું અને ફળ તે કર્મનું પરીણામ જાણવું; ફળ ખાતું પક્ષી તે જીવાત્મા છે, અને માત્ર જોયા કરે છે તે પરમાત્મા છે. તો જોનાર તે કરનાર કેમ કહેવાય ?

પાપનાં મૂળ વિષે નીચે પ્રમાણે જણાવ્યું છે:- પાપનું કારણ આપણે નથી, પણ આપણી સ્થિતિ છે. એજ મદ, ક્રોધ અને અજ્ઞાન છે. જીવનું ભ્રષ્ટ થવાનું કારણ શું ? કારણ તે પોતે નથી, કેમકે જીવ નિર્વાણમય (સ્વચ્છ) છે. પણ જીવની સ્થિતિ એટલે કે જીવનો દેહની સાથે સંસર્ગ તેજ કારણ છે. ઇંદ્રિયોવાળા શરીરમાં વસવાથી પ્રીતિ અને દ્વેષ ઉત્પન્ન થાય છે. અને વળી તેઓ બે પ્રકારના સ્વભાવ ઉપજાવે છે: એક ઉત્કૃષ્ઠ ( શુદ્ધ ) અને બીજો કનિષ્ઠ ( વિષયી )— જે વિષે આપણે ઉપર કહ્યું છે કે શ્રેષ્ઠ અને કનિષ્ઠ બંન્ને સમીપમાંજ છે; આ બંન્ને માણસને પોતા તરફ આકર્ષે છે. ગીતામાં લખ્યું છે કે:—

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषुपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥**
**क्रोधाद्भवति संमोहः समोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥**

ઇન્દ્રિયોના વિષય ઉપર જો માણુસ વિચાર કર્યા કરે છે, તો તેના ઉપર તેને પ્રીતિ થાય છે. અને પ્રીતિથી સમાગમની ઇચ્છા થાય છે અને ઇચ્છાથી ક્રોધ એટલે ગુસ્સો પેદા થાય છે. ક્રોધથી મોહ ઉપજે છે, મોહથી યાદશક્તિ ઘટી જાય છે, અને યાદશક્તિ ઘટી જવાથી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિનો નાશ થવાથી પોતે પણ નાશ પામે છે.

આ રીતે દરેક વાત અતિ નજીવી હોય તોપણ સંભાળ રાખવી, આવો કર્મનો નિયમ છે. સૃષ્ટિ અને સકળ માણુસ જાતને સામટી રીતે જોતાં કર્મનો નિયમ અનાદિ અને અનંત છે. પણ માણસોને છુટા લેતાં કર્મનો અંત રહે છે. માણુસાઇ જીંદગી કર્મની બનેલી છે. કર્મ વગર માણુસાઈ જીંદગીનો વિચાર કરવો અશક્ય છે. આ કુદરતના કારણ-કાર્યના અનાદિ નિયમનું પરીણામ છે. આ કારણો વળી તેના પૂર્વનાં કાર્ય છે, અને તે કારણ તથા કાર્યો ચક્ર બની કલ્પથી તે કલ્પ સુધી ભ્રમણ કર્યા કરે છે. માટે કર્મ નિત્ય કહેવાય છે, અને આકાશ (વ્યોમ) અને કાળ એ બન્ને

અનંત છે. માણુસાઇ જીંદગી સાધારણુ રીતે બોલતાં અનંત છે. વ્યોમ અને કાળ એ કાંઈ ખ્યાલી વિચારો નથી. તેઓ વ્યાપ્તી અને વખતના માપ છે. વ્યોમ એ આકાશ તત્વોથી ભરેલું છે; અને કાળ એ બનાવોની એક ચાલુ સાંકળ કે હાર છે. વ્યોમ પરમાત્માનું એક રૂપ કહયું છે, અને આ રીતે તે અનંત છે; તેનો કાંઇ છેડો કે સીમા નથી. અને ગણુત્રીથી તેનો વિસ્તાર જાણી શકાય નહિ. પૃથ્વી, પર્વત, દેવ, બ્રહ્માંડ, દાનવ, મનુષ્ય, પ્રાણીઓ, નક્ષત્રો, અને ગ્રહો અને સર્વ લોક (ભુવન)—આ સર્વે બ્રહ્માંડ (બ્રહ્મ+અંડ=વિશ્વ) માં સમાઇ જાય છે.

ભાઈ સત્ ગુરૂ રહ્યા છે રે ધ્યાનમાં,
એવા નિગમ એ દેશની માંહીજી,
આદી રે અનાદિ દેવ ત્રણુ છે,
ત્રણુમાં સરવે સમાયાં.
અનાદિ અચળ બ્રહ્મ દેવ છે.
પછી વસુ એ આડે.
બાર આદિત્ય યજ્ઞ, વિધુત્,
અગીઆર રૂદ્ર એ સાથે. ૨૪.

વિશ્વ ભર્યું છે રે બ્રહ્મથી,
સોહંગ માંહે બીરાજે
એકને આધારે રે એક રહ્યા,
બ્રહ્મનો ભય માથે ગાજે. ટેક.

બ્રહ્મથી અંડ રચાવીયો,
અંડથી પીંડ રે પ્રમાણો,
પાંચ ભૂતના સત્વ ગુણ અંશથી,
અંતઃકર્ણ માંહે રે જાણો. ટેક.

રસ, રૂધિર, હાડ, માંસ, મદમાં ને,
વીર્ય માંહે સમાઇ,
વાયુના સત્વના અંશથી,
ત્વચા ઉપર મઢાઇ. ટેક.

અગીયાર રૂદ્રે કામ આદરૂં,
અવસ્થા ચારની માંહે,
નવ રે દરવાજા ત્રણ દેશને,
શબ્દ ચક્રમાં રચાવે. ટેક.

ત્રણમાં તેંત્રીસ સમાય છે,
સમાય જગત્ રે આખું,

ગુરૂને ચરણે હરજીવન ભણે,
દીલમાં થાય અજવાળું. ટેક.

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, ચંદ્રમા, સૂર્ય, નક્ષત્ર, આ સર્વ સૃષ્ટિના પદાર્થોના બાર આદિત્યો છે, તે વરસના બાર મહીનાઓ છે. કાર્તિક, માર્ગશીર્ષ, પૌષ, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ, અષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન, એઓને આદિત્યો એને માટે કહે છે કે એ બધા આયુષ્યને ગ્રહણ કરે છે. યજ્ઞને પ્રજાપતિ કહે છે કારણ કે એનાથી વાયુ, વૃષ્ટિ, જળ અને ઔષધિની શુદ્ધિ, વિદ્વાનોનો સત્કાર, નાના પ્રકારની શિલ્પ–વિદ્યા અને પ્રજાનું પાલન થાય છે. વિદ્યુત્‌ને ઇંદ્ર કહે છે, કારણ કે તે પરમ ઐશ્વર્યનું કારણ છે. અગીઆર રૂદ્રો તે આ છેઃ—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય અને જીવાત્મા. નાસિકા વાટે જે પ્રાણ ફેફ-સામાં જાય છે તે 'પ્રાણ' કહેવાય છે અને એજ માર્ગે

જે પાછો બહાર આવે છે તે 'અપાન' કહેવાય છે. પ્રાણનું સ્થાન ફેફસામાં છે અને અપાનનું મળાશય છે. જ્ઞાન–તંતુઓ જે વાયુથી સક્રિય રહે છે તેને 'વ્યાન' છે. કંઠ પ્રદેશમાં જે વાયુ રહે છે અને કંઠનલીમાંના મળને શુદ્ધ કરવા જે મદદ કરે છે તે 'ઉદાન' વાયુ છે. સમાન વાયુનો પ્રદેશ નાભિમાં છે. પેટ, હોજરી, આદિને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરનાર વાયુ પણ એજ છે. નાગ–વાયુ હેડકી લાવે છે; આંખના પોપચાંનું ઉઘાડવું–ભીડવું, એ ક્રિયા કૂર્મની છે, ભૂખ અને પાચનક્રિયા એ કૃકલ વાયુની છે; બગાસાં આણવાં એ કામ દેવદત્તનું છે અને મૃત્યુ પછી દેહનું પૃથક્કરણ કરવું એ ધનંજયનું કામ છે. બધા વાયુઓને અપાન વાયુ નિયમમાં રાખે છે. મૃત્યુ સમયે અપાનમાંજ પ્રથમ વિક્રિયા થાય છે અને તેમ થવાથી તે સ્થાનભ્રષ્ટ થાય છે, ક્રિયા કરતો અટકે છે, અને તે પછી બીજા બધા પ્રાણોનું પણ એમજ થાય છે. એમ થતાં થતાં સર્વ પ્રાણો હૃદય આગળ એકત્ર થઈ દેહનો ત્યાગ કરે છે ત્યારે જીવાત્માને રૂદન કરાવે છે; માટે તેઓને

"રૂદ્ર" કહે છે. આ પ્રમાણે તેંત્રીસ પૂર્વોક્ત ગુણવાળા હોવાથી 'દેવ' કહેવાય છે. એ બધાનો સ્વામી અને મોટો હોવાથી ચોંત્રીસમો ઉપાસ્ય દેવ પરમાત્મા 'બ્રહ્મ' છે કે જે અજ, અનંત, સર્વવ્યાપક અને સચ્ચિદાનંદરૂપ હોઇ પૂર્વોકત તેંત્રીસ દેવને ગતિમાં મૂકે છે, અને સૃષ્ટિ રચે છે.

हिरण्यगर्भः समवर्त्त ताग्रे भूतस्य
जातः पतिरेक आसीत् ॥
सदाधार पृथिवीं द्यामु तेमां
कस्मै देवाय हविषा विधेम ॥

"હે મનુષ્યો! સૂર્યાદિને ઉત્પન્ન કરી ધારણ કરનાર ભૂત, વર્ત્તમાન અને ભાવી પદાર્થોના જે સર્વદા સ્વામી છે, તે સુખસ્વરૂપ પરમાત્માની જેમ અમે ભકિત કરીએ છીએ તેમ તમે પણ કરો. તે સર્વવ્યાપક, સર્વને પોતાને વિષે ધારણ કરવાવાળા ચરાચર જગત્‌ના સ્વામી અજ અને અનંત છે, કે જેના વિસ્તારનો કોઇ પાર પામ્યા નથી. આકાશની

માફક સર્વવ્યાપક ફેલાઇને રહ્યા છે. તે વિષેનો સાધારણ દાખલો અત્રે લખવામાં આવ્યો છે. સકળ સૂર્યમંડળનો ઘેરાવો ૧૮,૭૧૨,૦૬૯,૨૦૦,૦૦૦,૦૦૦ યોજન છે એટલે કે સૂર્યનાં તેજસ્વી કીરણો આટલા વિસ્તારમાં ફેલાય છે." હવે આ પ્રાચીન આર્ય જ્યોતિષની ગણત્રી સરખાવો. તેઓ કહે છે કે એક તોપના ગોળાની ગતિ કલાકમાં ચારસોથી આઠસો માઇલ સુધી છે; હવે જો એક વસ્તુ આજ ઝડપથી ચાલે તો પણ સૌથી નજદીકના તારા ઉપર પહોંચતાં લગભગ તેને ૪,૭૦૦૦૦૦ સુડતાલીસ લાખ વર્ષ થાય છે. આજ દૃષ્ટાંત આપણા સૂર્યમંડળનો વિસ્તાર બતાવી આપે છે. અને એવા તો અનેક બ્રહ્માન્ડ છે.

આ રીતે આપણે જોયું કે વ્યોમના વિસ્તારની કાંઇ પણ સીમા નથી. કાળ પણ પરમાત્માનું રૂપ છે. તે પણ અનંત છે. જ્યોતિષની ગણત્રી પ્રમાણે બ્રહ્માના સો વરસનું આયુષ્ય પૂરૂં થતાં ૩૧૧,૦૪૦,૦૦૦,૦૦૦ વર્ષ (એક મહાકલ્પ) થાય છે. આ આંકડાઓ ખ્યાલી

નથી, કેટલાક વિદ્વાનોએ આ આંકડાઓ તપાસી જોઇ તેમની સચ્ચાઇ બતાવી આપી છે. આવા અસંખ્ય મહાકલ્પો વીતી ગયા છે, અને હજી વીતવાના છે. એટલે ભૂતકાળનો નથી કાંઇ આરંભ કે ભવિષ્યકાળનો નથી કાંઇ અંત. સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, લય પામે છે અને ફરી ઉત્પન્ન થાય છે, અને પૂર્વોકત તેંત્રીસ દેવો બ્રહ્મ કહેતાં પરમાત્માના આશ્રયથીજ વિશ્વ રચે છે, અને આમ બનતું રહે છે. હવે માણસો અનંત પુરૂષ (આત્મા) તથા પ્રકૃતિના અનંત અણુઓના બનેલા છે; અને અનંત વ્યોમની સપાટી ઉપર વસવાથી, અને અનંત કાળમાં રહેવાથી, જો કે તેઓ પણ અનંત છે ખરા, પણ એકજ માણસ અનંત કહેવાય નહી, કારણ કે તેનો જીવ અમુક વખતે દેહ છોડે છે અને પાછો ધારણ કરે છે; પણ વિશ્વમાં તે એકલો નથી; તેનો જીવાત્મા અસંખ્ય મનુષ્ય પ્રાણી માત્રો હોય છે; અને જન્મે છે, અને મરણ પામે છે, અને કાંઇ હજારોવાર ફરી ફરી જન્મે છે, તથા અગણિત જન્મોમાં અનેક ગુણો પ્રાપ્ત કરી બીજાઓ સાથે સ્નેહાકર્ષણથી જોડાઇ જાય

છે; માટે એમજ કહી શકાય કે એક દેહ ધારણ કરેલા જીવનું ભાગ્ય બીજા સર્વ દેહધારી જીવોના ભાગ્ય બરોબર છે અને એક માણસનું પાપ-પુન્ય એ આખી માણસ જાતના પાપ કે પુન્યનો ભાગ થઇ રહે છે.

આ રીતે એકનું કર્મ બીજા સર્વના કર્મ સાથે ઓતપ્રેત થઇ જાય છે. માણસ પોતાનાંજ કર્મથી સુખ-દુઃખ નથી પામતો. તેમાં બીજાના પણ કર્મની અસર હોય છે. આમ માણસાઇ જાતને સામટી રીતે લેતાં માણસાઈ જીંદગી અને કર્મ બન્ને અનંત છે. પ્રલય વખતે જો કે તે લય પામે છે, પણ નવી સૃષ્ટિ માં ફરી તે ચાલુ થાય છે, કેમકે બીજ સદા જીવતું રહે છે. પૂર્વના અગણિત જન્મોમાં કરેલાં કર્મની સામટી અસરથી હાલની મનુષ્ય જીંદગી બની છે. દરેક કામ ગમે તેટલું નાનું હોય તો પણ નીચેનો દાખલો જુઓ. રૂના સૌથી બારીક તંતુ, જેના સેંકડો તંતુઓ એક ફુંક વડે ઊડી જાય એવાં હોય, તોપણ જ્યારે આ તંતુઓ એકઠાં કરી વણવામાં આવે ત્યારે એવું

તો મજબુત દોરડું બને છે કે હાથી કે વહાણને પણ ખેંચી શકે છે; તેજ પ્રમાણે માણસનાં કામ ગમે તેટલાં નજીવાં હોય, તોપણ એકેક સાથે મળી જવાથી કુદરતી ક્રિયાથી એવો તો મજબુત કર્મપાસ બને છે કે તે માણસ પણ ખેંચી શકે; એટલે કે તેની વર્તણુક ઉપર શુભ યા અશુભ અસર ઉપજાવે આ રીતે સાધારણ કહેણી છે કે માણુસ કર્મબન્ધ છે.

જીવ પોતે શુદ્ધ છે, પણ જ્યારે દેહ સાથે સંસર્ગમાં આવે છે ત્યારે તે અશુદ્ધ અને રંગથી ખરડાય છે અને અગણિત જન્મોમાં આવા દેહ સાથના સંસર્ગથી પેદા થતી વિષય-ઇચ્છા અને કામનાઓ ભોગવતો થાય છે.

રાગ આશા ગોડી.

અજબ બની છે બલીહારી,
પ્રકૃતિ તારી અજબ બની છે બલીહારી.
જીવરે ઇચ્છા કરે રે નિમિષમાં,
તો તું નચાવે બહુ ભારી. ટેક.

પુરૂષને તાબે તું તો ગણાયે,
જડમાં તું તો સમાણી. ટેક.

તુંને ગતિમાં જીવજ મુકે,
કાં પરબ્રહ્મ લેશે માણી. ટેક.

તારાથી ત્રણ ગુણ બન્યા છે,
ભરમાવે દુનિયા તું સારી. ટેક.

તમમાં રોળે જીવને નિમિષમાં,
ચોરાશીમાં નાંખે વારી વારી. ટેક.

રજમાં ભોળવી કર્મ કરાવે,
બંધનમાં બાંધે તું તો ભારી. ટેક.

સત્વમાં તું સુખ દેખાડે,
મુક્ત થવાની તે છે બારી. ટેક.

ધ્યાની ને જ્ઞાની કરે તુંને તાબે,
પ્રભુના ચરણની તું દાસી. ટેક.

કહે **હરજીવન** ગુરૂ પ્રતાપે,
ઉપાધિ કારણની તું વાસી. ટેક.

જીવ પોતે નિર્વાણમય શુદ્ધ છે અને તે સાથે પ્રકૃતિના જે અણુઓનું શરીર બનેલું છે તેપણ શુદ્ધ છે. પણ જ્યારે પ્રકૃતિ વ્યકત કે પ્રગટ થાય છે, એટલે રૂપ કે આકારો પકડે છે, ત્યારે તે ત્રણ ગુણ ધરાવતી થાય છે; સત્ત્વ, રજ અને તમ. આ ત્રણ ગુણમાં સત્વ ગુણ નિર્મળ અને નિરૂપદ્રવ છે, અને પુરૂષ (આત્મા) ની આસપાસ સુખ અને જ્ઞાનને સંગતી લાવી આપે છે. રજો ગુણ રાગ રૂપની પ્રાપ્તિની ઇચ્છા ઉપજાવે છે, અને પુરૂષને કર્મના પરીણામથી ઘેરે છે. તમોગુણ અજ્ઞાંનથી ઉત્પન્ન થાય છે, અને પુરૂષને અભિમાન અને મોહમાં નાંખી પ્રમાદ, આળસ અને નિંદ્રાની સંગતી કરાવે છે.

આ ગુણો પુરૂષને બાંધવાને અને પોતા પ્રત્યે ખેંચવાને શક્તિ ધરાવે છે. સત્ત્વ પ્રબળ થવાથી સુખ ઉપજે છે; રજ પ્રબળ થવાથી કર્મ ઉત્પન્ન થાય છે, અને તમની પ્રબ્ળતાથી પ્રમાદ ઉપજે છે. આને લીધે પુરૂષ જે પ્રકૃતિથી બનેલા શરીરમાં રહે છે તે પ્રકૃતિના આ ત્રણ ગુણોથીજ લુપ્ત થાય છે; અને જે કારણથી

પુરૂષ (જીવાત્મા) શુભ કે અશુભ દેહ પ્રાપ્ત કરે છે તે કારણો આ ત્રણ ગુણોમાંથી ઉત્પન્ન થાય છે. આત્મા તો સદાનો નિર્વાણમય, જ્ઞાનમય તથા નિર્મળ છે, અને દુ:ખ, અજ્ઞાન, મળાદિ તો પ્રકૃતિના ધર્મ છે—આત્માના નહિ. જેમ જળનો સંસર્ગ અગ્નિથી નથી થતો પણ તે જળ જે પાત્રમાં હોય અને તે પાત્રને અગ્નિ ઉપર ચડાવવામાં આવે છે તેનોજ સંસર્ગ બને છે, પણ જેમ જેમ વાસણને અગ્નિનું તેજ લાગે છે તેમ તેમ પાણી ઉછાળા અને શબ્દ કરવા માંડે છે, તેમ પ્રકૃતિના સંસર્ગથી અહંકારાદિ વડે દૂષિત બની આત્મા પણ પ્રકૃતિના ધર્મને ભજે છે, પણ વાસ્તવિક રીતે એ આત્મા અવ્યય, શુધ્ધ સ્વરૂપ, અને પ્રકૃતિના ગુણોથી વ્યતિરેક છે.

(ઇસિ તન ધનકી કૌન બડાઇ એ રાગ.)

આ રે કાયાની જીવા ખોટી રે સગાઇ,
જોઇ જોઇ પછે પસ્તાઇ.
વિકાર ભર્યો છે આ દેહ માંહી,
ઉપર ત્વચાની ગાર લીંપાઇ.

દેહમાં આવી શુદ્ધિ ભૂલાઇ,
    તે તો જીવા તારી મુર્ખાઇ.

મારી માયા, મારી કાયા,
    મારૂં કરતાં કાળ લઇ જાય.

સર્વે દુનિયા મતલબની ભાઈ,
    તેમાં તું તો શાને લલચાઇ.

કુટુંબ કબીલા ફોલીને ખાઇ,
    ખરચી નહી રે સુકૃત્યમાં પાઇ.

કાલ એ કરતાં આજ કરી લે,
    સુકૃત કર્મની રહેણી રહી જાઇ.

સર્વે પડયું રહેશે જ્યારે હશો જાઇ,
    ત્યારે તારી સંગે કોઈ નહી આઇ.

આદિ અંત મધ્યમાં ભાઇ,
    ભજન વિના નહી કોઇ સુખદાઇ.

કહે હરજીવન ગુરૂ ગમ પાઇ,
    નિઃશંક રહોને રે આ જગમાંહી.

મોહરૂપ અંધકારથી ઘેરાયેલો કુમતિ જીવ આ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ—એ પાંચ તત્ત્વોથી બનેલા દેહમાં આવી કહે છે, કે હું આવો, આ મારૂં છે, એમ મિથ્યા માને છે. નહિ તો આકાશાદિ તત્ત્વોથી નિરાળો રહ્યા છતાં મિથ્યા કલેવરમાં આત્મભાવ કોણ કરે? દેહથી જુદો આત્મા, છતે દેહે ઉપભોગ, ઘર, ખેતર, આદિને કયો પંડિત પોતાનાં માને? જ્યાં દેહનું ઠેકાણું નહી, ત્યાં દેહથી ઉત્પન્ન પુત્ર-પૌત્રાદિ ઉપર કયો વિદ્વાન્ પોતાનું સ્વામિત્વ કરશે? માણસો બધાં કર્મ દેહના ઉપભોગ માટે કરે છે. જ્યારે પુરૂષનો દેહ પરાધીન છે ત્યારે તેને માટે કરેલાં કર્મ બન્ધનજ થાય છે. પંચ તન્માત્રા ભૂત કહેવાય છે, પંચ મહાભૂત પણ 'ભૂત' કહેવાય છે, અને આ ભૂતોના સમૂહને શરીર કહે છે. શરીરમાં જે રાજ્ય કરે છે તે 'જીવાત્મા' કહેવાય છે. આ પ્રમાણે કમળ-પત્રપરના જળમાં, બિંદુ પેઠે, જીવનો અમર સ્વભાવ પ્રકૃતિના ઉપર કહેલા ભૂતાદિના ગુણોથી લેપાય છે.

અને આ રીતે લેપાઇને ભુલમાં ગુંચવાય છે; અને તેને લીધે અંતર્યામીને જોઇ શકતો નથી. ગુણોના

પ્રવાહથી ધસડાઇ હંકરાઇ જતો ઢીલો અને ડોલતો, જ્ઞાન રહિત, ઇચ્છાવાન અને એકલો તે અભિમાનને વશ થાય છે. હું, તે, આ, મારૂં છે—એમ સંકલ્પ કરતો જેમ પક્ષી પોતે પોતાને જાળમાં ફસાવે છે, તેમ પોતાથી સીકડાઇ જાય છે. પોતાના કર્મના પરિણામથી બંધાઇને તે ઉંચ કે નીચ અવતાર ભોગવે છે, ઉપર કે હેઠે જાય છે, અને અનેક દ્વંદ્વ (ટાઢ, તડકો, હર્ષ, શોક વીગેરે) થી ઘેરાઇને અહીં તહીં ભટકે છે. હવે જીવ જે કષ્ટ અને દુઃખ ભોગવે છે, તેનું કારણ તેની પોતાની વર્તણુક છે; કેમકે જીવ જો ઇચ્છે તો પોતાની વર્તણુક ઉપર કાબુ રાખી શકે છે, અને પોતાની ઇંદ્રિયોને વશ કરી શકે છે. તેને માટે ત્રણ માર્ગ ખુલ્લા છે:—

સદ્‌ગુણ (સ્વર્ગ), દુર્ગુણ (નર્ક) અને સત્ય જ્ઞાન (મોક્ષ)—આ ત્રણ માર્ગમાં જે માર્ગ પસંદ કરે તે ઉપર તેની જય કે હારનો આધાર રહે છે. જ્યારે જીવ શરીરમાં રહેલાં ત્રણ ગુણો ઉપર સ્વાર થાય છે ત્યારે

તે જન્મ, મરણ, જરા અને દુઃખથી છુટે છે. હવે કોઇ પૂછશે કે કેવી રીતે કર્મના આ અને હવે પછીના જન્મમાં માણુસ ઉપર સારી કે માઠી અસર ઉત્પન્ન કરે છે? ત્યારે તેનો ઉત્તર નીચે પ્રમાણે છે—

આપણે કોલસાને હાથ લગાડયાથી માત્ર કાળો ડાઘ પડશે, પણ તે કોલસો બળતો હશે તો હાથ દઝાડી દુઃખ આપશે, માટે કર્મનું પણ તેવીજ રીતે સમજવું.

રાગ ગરબીનો.

મનુષ્ય જન્મ પામ્યો રે મોંઘા મુલનો રે,
ખોટાં કર્મ કરીશ તો જઇશ જીવ નો રે.
માયા ને રે ભજ્યા તેને માયા મળી રે,
કુટુંબ કબીલામાં રે ગયા ગળી રે.
મેડી, મ્હોલા, તું મંદીર માળીયા રે,
મુકી ચાલ્યા કંઇક રંક રાજીયા રે.
પ્રજા થઇ ને રાજાને દુઃખ દીયે ઘણું રે,
તે રાજ શું એ કરશે નગરી તણું રે.

તેથી સમજીને તમે સત્‌સંગ કરો રે,
જ્ઞાન જ્યોતિ લઇ દીલમાં ધરો રે.

પછી ઇન્દ્રીઓને તમે વશ કરો રે,
વિચાર રે કરીને વાણી વદો રે.

જીભ ને રે સમજાવી દીધો સાનમાં રે,
મૌન ધારણ કરીને રહો ધ્યાનમાં રે.

જેવી ઇચ્છા કરો તેવા ફળ પામશો રે,
કલ્પવૃક્ષ એજ સત્ય જાણજો રે.

ગુરૂ પ્રતાપે હરજીવન ગાય છે રે,
પુરૂષાર્થ કરીને ભવ તરાય છે રે.

હવે એક કામ કેમ થાય છે તે આપણે જોઇએ. તે કામ કરવા પૂર્વે તે કામ કરવા વિષે પ્રથમ મનમાં ઇચ્છા થાય છે; આ ઇચ્છા આપણી શકિતને ચંચળ કરે છે અને આ શકિત સ્નાયુઓને ઉશ્કેરે છે; આ સ્નાયુઓ પછી હાથ પગાદિ અવયવો (ઇન્દ્રીઓ) ને ગતિ આપે છે. અને ધારેલાં કામ કરાવે છે, પણ કામ પુરૂં થયું કે ચંચળ થયેલી શકિત શરીરમાંથી

શાન્ત પડી જતી નથી; માણુસની ઇચ્છાનું તે જાણે બાળક છે, અને તેને લીધે કાંઇક વિજળીક અસર ઉત્પન્ન કરે છે.

આ જીવતી શક્તિ શરીરમાંથી તેજસ્ કે જ્યોતિ રૂપે ધોધ, રંગ અને ગંધ સહીત બહાર નીકળે છે; અને આકાશમાં ફેલાઇને આસપાસની સર્વે વસ્તુઓ પર જે ઇચ્છાથી તે પોતે જન્મ પામી તે ઇચ્છાના ગુણો લાગુ પાડે છે, અને પછી ઘાત અને પ્રત્યાઘાતના જાણીતા નિયમ પ્રમાણે જે માણુસમાંથી બહાર નીકળી તે માણુસમાં સારાં કે માઠાં કાજે પાછી ફરે છે કર્મની સમજણ આ છે. તે વિષે માણુસોના દરેક વિચાર, ઉત્પન્ન થયા પછી, આકાશમાં ફેલાય છે. અને આકાશમાં રહેતા એક ચોક્કસ દેવ, એટલે કુદરતી અર્ધ ચૈતન્ય ધરાવતી શક્તિઓ, સાથ જોડાઇને વ્યક્તિ બને છે. મૂળ વિચારમાં લાંબાં કે ટુંકા કાળ સુધી તે ચંચળ સ્થિતિમાં રહે છે. આમ એક શુભ વિચાર એક ચંચળ રૂડી શક્તિ રૂપે ચાલુ રહે છે; એક દુષ્ટ વિચાર એક રાક્ષસ રૂપે ચાલુ રહે છે, અને આ પ્રમાણે

માણુસ નિરંતર પોતાની આસપાસ પોતાના વિચારો, ઇચ્છાઓ, અને કામનાઓની લાગણીઓનો પ્રવાહ વહેતો મૂકે છે; અને જે કોઇ તીક્ષ્ણ લાગણીવાળું માણુસ તે પ્રવાહને અથડે છે તેનામાં તેની અસર લાગુ પડયા વગર રહેતી નથી. આર્યો આને "કર્મ" કહે છે. મહાત્માઓ, ૠષિ-મુનિઓ અને યોગીઓ આવા વિચારો અને આકારો સ્વેચ્છાથી યોગ બળથી ઉત્પન્ન કરે છે, અને બીજાં સાધારણ માણુસો અજાણમાં ઉત્પન્ન કરતાં રહે છે. આવી ઇચ્છાથી કાંઇ પણ કામની ઉશ્કેરણી મળે છે—જેમકે એક છોકરૂં અથવા ભ્રમિત થયેલો માણુસ તેઓમાં ઇચ્છાની ગેરહાજરીને લીધે કાંઈ પણ કાર્ય કરી શકતાં નથી. માટે માણુસની પોતાના કર્મ વિષેની જવાબદારીનો આધાર તેની ઇચ્છા ધરાવ્યા ઉપર રહે છે. અને ઇચ્છા તે કલ્પવૃક્ષ રૂપ તેના સારા અથવા માઠા પુરૂષાર્થ પ્રમાણે ફળ આપે છે, તેથી તેની મૂળ-ઇચ્છાના હેતુ ઉપર કર્મ વધારે આધાર રાખે છે. જ્યાં ઇચ્છા નથી ત્યાં કર્મ પણ નથી, માટે વિષયવાસનાઓથી મન ચલાયમાન થતું

અટકે નહી ત્યાંસુધી બંધનથી મુક્ત થઇ મોક્ષપદ મેળવવાની આશા રાખવી નકામી છે. કારણ કે વાસનામય મન અનેક તર્કવિતર્ક ઉઠાવી જીવને બંધન કરે છે, અને મોક્ષને માટે તો યોગાભ્યાસ કરી મુક્ત થવાય છે, કારણ કે સમાધિ લક્ષથીજ આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે; અને ત્યારેજ બંધનમુક્ત પણ થવાય છે.

સંકટથી મુકત થઇ, સૂક્ષ્મ દેહ ધરાય,
સુષુમ્ણા વાટે જઇ ચડી, બ્રહ્મરંધ્ર માંહે સમાય;
રંધ્ર તોડી યોગાબળે, સૂર્યમંડલમાં જાય,
દાસ હરજીવન નિશ્ચે કહે, ત્યારે મોક્ષપદ કહેવાય.

જ્યાં સુધી વાસના રહે છે ત્યાંસુધી ફરીને જન્મ લેવો પડે છે. અને મુક્ત જીવોનો ૩૬૦૦૦) વખત પ્રલય અને લય થાય ત્યાંસુધી બ્રહ્મમાં જીવાત્મા સ્વતંત્ર વિસર્જન કરે છે, અને આનંદ ભોગવે છે. મુક્ત જીવોને સ્થૂલ શરીર ધારણ કરવું પડતું નથી, કારણ કે સુખ દુઃખ સ્થૂળ શરીરના સંસર્ગથીજ થાય છે; પણ ચૈતન્યમુકત જીવ અને શરીર જુદું રહેવાથી ભૂખ,

રસ, અને દુ:ખનો સ્પર્શ ન હોવો, વીગેરે દુ:ખ થતું
થી. તેનું નામ મોક્ષ, અને તે મેળવવાને માટે મૂળ
ાધાર જ્ઞાનયોગ સાથે યોગાભ્યાસથીજ થાય છે.
ાથી યોગ વિષે અત્રે ઘણો ખુલાસો વિગતવાર મો-
ાર્થી ભાઇઓને માટે પ્રગટ કરવામાં આવ્યો છે, કે
 રસ્તેથી બંધનમુક્ત થઇ મોક્ષ માર્ગમાં પ્રવૃત્તાય છે.

ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો—એ રાગ.

યોગીરે અભ્યાસિ યોગને સાધજો,
પુરા સત્ ગુરૂની પાસ
અધુરા હશે તો દુ:ખ રે પામશો,
દેહમાં થશે રે વિકાર. ટેક

પ્રથમ મનને રે વશ કરો,
તજો અષ્ટ વ્યભિચાર
વાસના વિષયને રે દૂર કરી,
તજો ને અતિ રે આહાર. ટેક.

યમ રે નિયમને પ્રાણાયામ,
ધારણા, ધ્યાન ને આસન,

કર્મપૂર્વક અભ્યાસ કરી
મેળવો ને બ્રહ્મ રે આનંદ. ટેક.
સિદ્ધાસન, પદ્માસનને સિદ્ધ કરી,
ઓળખો છય રે ચક્રય
પાંચ રે આકાસ, સોળ આધાર ને,
જુઓ બંન્ને રે લક્ષ્ય ટેક.
ચંદ્રામૃત ખેચરીથી ગ્રહો,
બિન્દુનો રોકાશે વેપાર
શુક્રને રજ સંગ ભેળવતાં,
યોગી થશે સાક્ષાત્કાર. ટેક.
મહાબંધ, વજ્રોલી, અમરોલીને,
પ્રણવ, પ્રાણાયામ સાથ
ધોતિ, બસ્તી, નેતી, નોલી ને,
કરોને રે ત્રાટકને રે હાથ. ટેક.
કપાળ ભાંતિ કરો સહેલમાં,
રેચક, પૂરક, સંગાથ
કુંભક સંગાથે રે ભેળવો,
ઓળખો સોહંને રે સાથ. ટેક.

દશ રે નાડીનું શોધન કરી,
        કરોને સુષુમ્ણા ને શુદ્ધ
કુંડલી શક્તિને જગાડીને,
        કરોને વાયુ સાથે જુદ્ધ.        ટેક.

ૐકાર પ્રણવને ઉચ્ચારીને,
        જપોને અજંપા રે જાપ
ગુરૂને ચરણે હરજીવન ભણે,
        ટળશે તમારા વિલાપ.        ટેક.

વિષયવાસનાથી મન ચંચળ રહે છે, અને રોકવાથી રોકાતું નથી, અને મન વશ થયા શિવાય કોઇ દિવસ યોગસિદ્ધિ પ્રાપ્ત થતી નથી.

પ્રથમ આસન સિધ્ધ કરીને પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન. સમાધિનો અભ્યાસ અને યમનિયમસંપન્ન યોગીએ ક્રમપૂર્વક અભ્યાસ કરવાથી સમાધિનો લાભ થાય છે, અને નિર્વિકલ્પ સમાધિથી રાજયોગ સિદ્ધ થઈ ગયા પછી સચ્ચિદાનન્દ સ્વરૂપનો જીવાત્માને સાક્ષાત્કાર થાય છે.

# સિદ્ધાસનની વિધિ (૧)

ગુદા અને લિંગની વચમાં યોની (કુંડલીસ્થાન) છે. એને ડાબા પગની એડીથી દ્રઢ રીતે દબાવીને જમણા પગની એડી લિંગના ઉપરના ભાગમાં લગાડીને દબાવવી. આથી બન્ને પગની એડી નીચે ઉપર બરોબર થઇ જાય છે, અને બન્ને પગના અંગુઠા જાંગ અને પીંડીની વચમાં રહી જાય છે; અને તેને દબાવવાથી યોનીસ્થાનની તળે અને ઉપર ઇંદ્રીય, ગુદા તથા ઉપસ્થ રોકાઇ જાય છે. અને ત્યાર પછી હ્રદયથી ચાર આંગળ ઉપર ડાઢી સ્થિર કરવી અને સર્વ ઇંદ્રિયોને શાંત રાખી, એકાગ્ર ચિત્ત કરી, બંન્ને નેત્રોની અસલ ભૃકુટિ (ભ્રમધ્ય) માં દ્રષ્ટિ રાખવી. એમ અભ્યાસ કરવાથી મોક્ષ રૂપી દ્વાર ખુલ્લાં થાય છે, અને કુંડલિથી રોકાયેલી સુષુમ્ણા દ્વાર ખોલીને મોક્ષ માર્ગ (સુષુમ્ણા) દ્વારે મોક્ષ સ્થાન સહસ્ત્રદલકમળકર્ણિકાંતર્ગત પરમાત્મામાં પહોંચાડવાને યત્ન કરે છે. આનું નામ **સિદ્ધાસન** છે.

# પદ્માસન વિધિ.

જાંગોના મૂળમાં ડાબા પગને લઇને જમણા પગ ઉપર ચડાવવો, અને જમણા પગને ડાબા પગ ઉપર સાથળના મૂળમાં રાખવો, અને જમણો હાથ પીઠ પછવાડે ઘૂમાવીને ડાબી બાજુના પગનો અંગુઠો પકડવો અને ડાબા હાથને પીઠ પછવાડે ઘૂમાવીને જમણી બાજુના પગનો અંગુઠો પકડવો અને ડાઢીને છાતી ઉપર લગાડીને બન્ને નેત્રોને નાસિકાના અગ્ર ભાગમાં નિરંતર સ્થાપન કરવા. આ આસન રોગવિકારનો નાશ કરવાવાળું બધ્ધ પદ્માસન છે.

મનને રોકવાને વાસ્તે થોડો વખત અવલંબન કરવું જોઇએ. તેને વાસ્તે ૭ ચક્ર, સોળ આધાર, બે લક્ષ, પાંચ આકાશ, એ ચાર પ્રકારના ભેદ મળીને ઓગણત્રીશ થાય છે.

---

( ૭ )

## ૭ ચક્ર અને તેની વિગત.

| ચક્રનું નામ. | કયે ઠેકાણે. | કેટલી પાંખડી. | કેટલા અક્ષર. | અધિષ્ઠાતા. |
|---|---|---|---|---|
| મૂલાધાર | ગુદાના મૂળમાં | ચતુર્દલ | વશષસ. | શ્રીગણેશ. |
| સ્વાધિસ્થાન | ઉપસ્થના મૂળમાં | ૭ | બભમયરલ | બ્રહ્મા |
| મણિપુર | નાભિના મૂળમાં | દશ | ડઢણતથદધનપફ | વિષ્ણુ |
| અનાહત | હૃદય સ્થાનમાં | બાર | કખગઘઙચછજઝઞટઠ | રૂદ્ર |
| વિશુદ્ધ | કંઠ દેશમાં | સોળ | અઆઇઈઉઊએઐઓ ઔઅંઅઃઋૠલૃૡ | જીવાત્મા |
| આજ્ઞા | બન્ને ભ્રૂના મધ્યમાં | બે | હક્ષ | મહેશ્વર છે. |

——(૦)——

## અજરામર નામ.

બ્રહ્મરંધ્રમાં સહસ્ત્ર પાંખડીથી અંકિત સતૃગુરૂ છે.

## ૧૬ આધાર અને તેની વીગત (૮)

( પ્રથમ આધાર ) **પાદાંગુષ્ઠ** છે. એના પર દ્રષ્ટિ એકાગ્ર કરવાથી દ્રષ્ટિ સ્થિર થઇ જ્યોતિ પ્રગટ થાય છે. ( બીજો આધાર ) **મૂલાધાર**, એને પગની એડીથી અચેતન કરવાથી અગ્નિ દિપ્ત થાય છે. ( ત્રીજું ચોથું ) **ગુહ્યાધાર** એનો સંકોચ વિકાસ કરવાથી અપાન વાયુ ફરીને વજ્ર ગર્ભનાડીમાં પ્રવેશ કરી બિંદુચક્રમાં જાય છે અને શુક્ર સ્તંભન ( વજ્રોલી ) એટલે ગેર-વલે બિંદુને નહી જવા દેતાં આંકોચન ક્રમથી વજ્રનાડી દ્વારા બિંદુસ્થાનમાં પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આવે છે. ( પાંચમું બંધ આધાર ) **ઉડ્ડીયાન** છે. પશ્ચિમ તરફ આસન વાળી ગુદાને સં-કોચન કરવાથી મળ મૂત્ર અને કૃમીનો નાશ થાય છે. ( છઠ્ઠો ) **નાભિમંડલાધાર** જેમાં ચૈતન્ય જ્યોતિઃ સ્વરૂપનું ધ્યાન ધરવાથી અને પ્રણવના જપ કરવાથી

નાદ ઉત્પન્ન થાય છે. ( સાતમો ) **હૃદયાધાર** એમાં પ્રાણવાયુનો રોધ કરવાથી હૃદયકમળ વિકાસીત થાય છે. ( આઠમો ) **કંઠાધાર** એમાં દાઢીનો ભાગ હૃદય પર દ્રઢ રીતે લગાડીને ધ્યાન કરવાથી ઇડાપિંગલામાં વહેતો વાયુ સ્થિર થાય છે. ( નવમો ) **ક્ષુદ્રઘંટિકાધાર** કંઠમૂલ છે; તેમાં બે લિંગાકાર ઉપરથી લટકે છે ત્યાં જિવ્હા પહોંચાડવાથી બ્રહ્મરંધ્રમાં ચંદ્રમંડલથી વહેતો અમૃતરસ મળે છે. ( દશમો ) **જિવ્હા મૂલાધાર** જેમાં ખેંચરી મુદ્રાની રીતે જિવ્હાથી મથન કરે તો ખેંચરી-સિદ્ધિ થાય છે. ( અગીયારમો ) **જિવ્હાનો અધો ભાગાધાર** જેમાં જિંહ્વાથી મથન કરવાથી દિવ્ય કવિતા બનાવવાની શક્તિ આવે છે. ( બારમો ) **ઊર્ધ્વદંત મૂલાધાર** જેમાં જીવ્હાને સ્થાપન કરવાના અભ્યાસથી રોગની શાંતિ થાય છે. (તેરમો) **નાસિકા-આધાર** જેમાં દ્રષ્ટિ સ્થિર કરવાથી મન સ્થિર થાય છે. ( ચૌદમો ) **નાસિકામૂલાધાર** જેમાં દ્રષ્ટિ સ્થિર કરવાથી છ મહીના અભ્યાસ કરતાં જયોતિ પ્રત્યક્ષ દેખાય છે. ( પંદરમો ) **ભૂમધ્યાધાર** જેમાં દ્રષ્ટિ અચળ

રાખી અભ્યાસ કરતાં સૂર્યનાં કિરણો સમાન જ્યોતિ પ્રકાશિત થાય છે. આ અભ્યાસ દ્રઢ થવા ઉપર સૂર્યાકાશમાં મનનો લય થાય છે. ( સોળમો ) **નેત્રાધાર** જેના મૂલમાં આંગળી રાખી વીચવા ઉપર વર્તુલાકાર બિંદુ સમાન. ઇન્દ્રધનુષ્ય જેવા રંગની જ્યોતિ પ્રકાશમાન દેખાય છે, અને અભ્યાસ કરવાથી તે જ્યોતિ પ્રત્યક્ષ થાય છે.

મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર અનાહત, વિશુદ્ધ, આજ્ઞા, બિંદુ, અર્ધેંદુ, શોધિની, નાદ, નાદાંત, શક્તિ, વ્યાપિકા, સમની, રોધિની, અને ધ્રુવમંડલ, આ પ્રમાણે સોળ આધારનાં નામ વિસ્તાર સાથે જણાવ્યાં છે.

## ૨. લક્ષ ( ૯ )

મૂલાધાર ચક્ર, હૃદયકમળ, ઇત્યાદિ આભ્યંતર લક્ષ ગણાય છે. દેખવા લાયક નાસિકા તથા ભ્રૂમધ્ય ઇત્યાદિ બાહ્ય લક્ષ છે, મળી લક્ષ બે છે.

## ૫ આકાશ ( ૧૦ )

પાંચ આકાશ આ પ્રમાણે છે : ( પ્રથમ ) શ્વેત

વર્ણું જ્યોતિરૂપ આકાશ છે. ( બીજું ) તેની અંદર રકત વર્ણું જ્યોતિરૂપ પ્રકાશ છે. ( ત્રીજું ) તેની અંદર ધૂમ્રવર્ણું જ્યોતિરૂપ મહાકાશ છે. ( ચોથું ) તેની અંદર નીલ વર્ણું જ્યોતિરૂપ તત્ત્વ આકાશ છે. ( પાંચમું ) તેની અંદર વૈદ્યૂત વીજળી જેવા વર્ણનું જ્યોતિસ્વરૂપ સૂર્ય્યાકાશ છે, એમ પાંચ આકાશ છે.

## નાભિમંડલસ્થ મણિપુર ચક્ર (૧૧)

નાભિમાં એક કંદ છે, જેમાંથી સર્વ ઠેકાણે વ્યાપી રહેલી એવી નસો નિકળેલી છે, જેમાં દશ નસો ઉપર છે. જેનાથી શબ્દ, રસ, ગંધ, શ્વાસ, જંભા, ક્ષુધા, તૃષ્ણા, ડકાર, નેત્રદૃષ્ટિ, ધારણા ( મગજ શકિત ) એ દશ કર્મોથી પોતાના સ્થાનને પ્રકાશ અપાય છે તથા દશ નસો નીચે છે, તેમાં વાત, મૂત્ર, મળ, શુક્ર (અન્ન, પાન) રસાદિ, નીચે પોંચાડવું એ તેનું કામ છે. અને ચાર જે બાકીની રહી, તે બે ડાબી બગલમાં અને બે જમણી બગલમાં થઇને અગણિત સૂક્ષ્મ શાખા જેમ વનમાં જાળા ફેલાયલા

હોય છે તેમ રોમે રોમે પૂરી રહેલી છે અને તેના મૂલમાંથી શરીરના બહારના રોમો વાટે પ્રસ્વેદ આવે છે તથા તેના માર્ગમાં લેપ, મર્દનાદિ પદાર્થ અંદર પ્રવેશ કરે છે. તે જાતનો નાભિકંદ, જેમ સૂત્રમાં મણી પરોવ્યો જાય છે, તેમ સુષુમ્ણા નાડીમાં પરોવાયલો છે, જેથી તે નાભિમંડલસ્થ મણિપુર ચક્ર કહેવાય છે.

## અથ દશ નાડી વર્ણન. (૧૨)

લિંગ મૂળની ઉપર અને નાભિથી થોડે નીચે કંદના જેવી સમસ્ત નાડીયોનું મૂળ ( ઉત્પત્તિસ્થાન ) પક્ષીના ઇંડાના આકારવાળું બહોતેર હજાર નાડીયોથી ઉપર નીચે સર્વ ઠેકાણે વ્યાપ્ત છે. અને તે બહોતેર હજાર નાડીયોમાં ફકત વાયુ ચલાવવાવાળી પ્રધાન દશજ નાડીઓ છે. ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિ જીવ્હા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહુ, શંખિની, આ મુખ્ય નાડીયોનાં નામ છે, અને આ નાડીમય ચક્ર યોગાભ્યાસીએ અવશ્ય જાણવું જોઇએ, અને તે સાથે ચાલવાવાળા વાયુને પણ જાણવો, કે જેથી પ્રાણાયામ વાટે નાડીશોધન થઇ શકે.

## કયે ઠેકાણે કઈ નાડી છે તેનું વર્ણન.

નાકની ડાબી બાજુ ઇડાં અને દક્ષિણ ભાગમાં **પિંગલા** નાડી વહે છે, અને તેની વચમાં **સુષુમ્ણા** નાડી રહે છે. આ ત્રણેની જડ મૂલાધાર ચક્રમાં કર્ણિકાનું તે ત્રિકોણ છે કે જેના ડાબા ખુણા તરફથી ઇડાં અને દક્ષિણ તરફના ખુણામાંથી પિંગલા અને પશ્ચિમ તરફના ખુણામાંથી સુષુમ્ણા નાડી ઉત્પન્ન થતી જણાય છે. અને ત્રણે નાડી ઉકત ચક્રને અંકમાળ થયેલી છે, અને બન્ને નાસિકાના છિદ્રથી જુદી જુદી વહે છે. મધ્યમાં સુષુમ્ણા મૂલાધારથી તે **બ્રહ્મરંધ્ર** પર્યંત છે, અને બીજી નાડી ઉકત ચક્રના કંદમાંથી ઉત્પન્ન થઇ પ્રત્યેક રંધ્રમાં જાય છે. જેમકે ડાબા નેત્રમાં **ગાંધારી,** જમણા નેત્રમાં **હસ્તિ જીવ્હા,** દક્ષિણ તરફના કર્ણમાં **પૂષા,** ડાબા કર્ણમાં **યશસ્વિ** અને મુખમાં **અલંબુષા** છે. લિંગ દેશમાં કુહૂ અને મૂલ સ્થાનમાં **શંખિની,** આ બે તેજ કંદમાંથી અધોમુખ થઇને નીચે ગયેલી છે, અને બીજી ઊર્ધ્વમુખ થઇને

ઉપર ગયેલી છે. આ પ્રમાણે દશ નાડી પ્રાણવાયુના અકેક માર્ગમાં આશ્રય કરીને સ્થિત રહેલી છે.

ચંદ્રમા, સૂર્ય અને અગ્નિ જેના દેવતા છે, એવી ઇડાં, પિંગલા અને સુષુમ્ણા—આ ત્રણ નાડી પ્રાણ વાયુના માર્ગરૂપ છે.

## અથ શકિતચાલનમ્.

કુંડલીનો ભેદ ખોલવા નિમિત્તે કહેવામાં આવે છે કે ૭૨૦૦૦ નાડીઓનું ઉત્પત્તિસ્થાન પૂર્વોક્ત કંદ છે. અને તેની ઉપર મણિપુર ચક્ર કર્ણિકામાં આઠ વ્રત કરીને વેષ્ઠિત રહેલી **કુંડલિની શકિત** બ્રહ્મરંધ્ર દ્વારના મુખને રોકીને સર્વથા રહેલી છે. જે માર્ગે સુષુમ્ણા કરીને જન્મમરણના દુઃખને હરણ કરવાવાળા અખંડ બ્રહ્માનંદ સ્વરૂપને પ્રાપ્ત થવાય છે, તે માર્ગને રોકી પડેલી કુંડલિની પ્રાણવાયુના ધકેલાથી કાલાગ્નિની જ્યોતિના સંબંધથી પ્રબુદ્ધ (જાગ્રત) થઇને મન અને પ્રાણવાયુ સહિત સુષુમ્ણા નામની મધ્ય નાડીથી ઉપર જાય છે. જેવી રીતે સોયમાં પરોવાયેલો

દોરો અનેક વસ્ત્રો વીંધી વચમાં આવે છે, તેમ પોતે સૃષ્ટિ ઉત્પન્ન કરીને છ ચક્ર તથા તેના દેવતા પ્રભૂતિ સકલ પ્રપંચનું ઉલ્લંઘન કરીને ઉપર સહસ્ત્રદળકમળ સન્મુખ થઇને જાય છે. જેમ ચાવીથી તાળું ખોલવાથી કપાટ ખુલે છે, તેમ કુંડલીને જગાડવાથી તે સુષુમ્ણામાં જઇ મોક્ષદ્વાર ખોલે છે.

વજ્રાસન કરીને હાથથી પગની એડી પકડી કંદસ્થાનમાં દ્રઢ લગાડી દબાવે અને શક્તિચાલન મુદ્રાથી ભસ્ત્રા નામનો કુંભક કરીને તરતજ કુંડલી પ્રબોધિત કરે.

આ પ્રમાણે કુંડલિની જે સુષુમ્ણાને રોકીને બેઠી છે, તે સુષુમ્ણાના માર્ગને ખુલ્લો કરે છે ત્યારે પ્રાણવાયુ પોતે સુષુમ્ણામાં પ્રવેશ કરે છે.

યોગના દ્રઢ અભ્યાસીએ આસન, પ્રાણાયામ, અને મહા મુદ્રાદિ કરીને મધ્ય નાડી ( સુષુમ્ણા ) ને સરલ કરવી જોઇએ.

## મહામુદ્રા. (૧૪)

મહામુદ્રા, ખેચરીમુદ્રા, ઉડ્ડીયાનબંધ, જાલંધર અને મૂલબંધ, એ કરીને શક્તિને જાગ્રત કરે તો યોગી મુક્તિભાજન થાય છે.

શક્તિ ચાલી યા નાડીચાલી તેને જાણવા માટે નીચે પ્રમાણે સમજવું, કે જેમ કીડી ચાલવાથી તેની ગતિનું જ્ઞાન થાય છે કે જીવ ચાલે છે, તેવી રીતે સુષુમ્ણામાં વાયુ જ્યારે ચાલવા લાગે ત્યારે સમજવું કે શક્તિ ચાલુ થઈ ગઇ. શક્તિચાલન મુદ્રાની પછી પણ પાંચ મુદ્રા કરવી યોગ્ય છે.

## મહામુદ્રાની વિધિ.

હૃદયમાં ડાઢી જોરથી ધારણ કરવી અને ડાબા પગની એડીથી યોનિસ્થાનને દ્રઢ કરીને અચેત કરવું અને જમણો પગ-લાંબો કરીને બેઉ હાથથી પગનો મધ્ય ભાગ પકડીને દ્રઢ રોકવો. પછી પેટમાં પૂરક વિધિથી વાયુ ભરે, અને યથાશક્તિ કુંભક કરીને મંદ

મંદ વાયુને રેચન કરે. આ યોગાભ્યાસીને સારૂ સમસ્ત રોગને નાશ કુરવાવાળી મહામુદ્રા કહી છે.

ડાબા પગની એડીથી યોનિસ્થાનને રોકે અને જમણો પગ પૃથ્વીપર લાંબો કરે કે જેની એડી જમીનપર હોય અને પગનાં આંગળાં ઉપર હોય તેવી રીતે રાખીને હાથના અંગુઠા અને તર્જનિથી દક્ષિણુ તરફના પગના અંગુઠાને પકડીને ધારણુ કરે. અને કંઠમાં જાલંધર બંધ કરીને વાયુને સુષુમ્ણામાં ધારણુ કરે. યોનિસ્થાનને દબાવવાથી અને જીવ્હા બંધ કરવાથી મૂલ બંધ થઇ જાય છે.

જેમ સર્પ, દંડના પ્રહારથી દંડાકાર થઈ જાય છે, તેમ કુંડલિની શક્તિ કુટિલતાને છોડીને આ મુદ્રાથી સરલ થઈ જાય છે. અને કુંડલિના બોધથી સુષુમ્ણામાં વાયુનો પ્રવેશ થાય છે, ત્યારે બન્ને ઇડા પિંગલા પ્રાણુના વિયોગથી મરણુ અવસ્થા ભોગવે છે.

જે પુરૂષ મહામુદ્રાનો અભ્યાસ કરે તેને ક્ષય રોગ, કોઢ, ગુલ્મ રોગ, અજીર્ણુ, જ્વર, પ્રમેહ, ઉદર

રોગ વિગેરે થતા નથી. આ ગુપ્ત રાખવા યોગ્ય મહા-મુદ્રા અનધિકારીઓને નહીં બતાવવી.

## ખેચરી મુદ્રા. (૧૫)

જીવ્હાને ઉલટી ફેરવીને કંઠ મૂલમાં જે છિદ્ર યા લિંગાકાર લટકે છે, તેમાં પ્રવેશ કરાવી ભ્રૂમધ્યમાં દ્રષ્ટિ નિશ્ચલ સ્થિર કરવી તેને **ખેચરી મુદ્રા** કહે છે.

## ખેચરી મુદ્રાની વિધિ.

જીવ્હાછેદન, ચાલન, અને દોહન ક્રિયાથી એ વધે છે. ચાલન એટલે અંગુઠો અને તર્જની આંગળીથી જીવ્હાને હલાવ્યા કરવી. દોહન એટલે બંને હાથોના અંગુઠા અને તર્જની વડે ગાયના આંચળને દુહે છે તેમ જીવ્હાને ખેંચીને લાંબી કરવી. જ્યાં સુધી જીવ્હા બહાર નીકળી ભ્રૂકુટીને સ્પર્શ ન કરે ત્યાં લગી ઉપર પ્રમાણે વિધિ કરતાં રહેવું. છેદન એટલે થોરના પત્ર સમાન અતિ તીક્ષ્ણ નિર્મળ શસ્ત્રથી જીંવ્હાની નીચેની નસને રોમ માત્ર છેદન કરી તેની ઉપર હરડા અને

કાથાનું ચૂર્ણ કરી છેદન જગ્યાપર મૂકવું. એમ સાંજ સવાર સાત દિવસ કરવું, અને ફરીને પૂર્વોક્ત વિધિ પ્રમાણે રોમ માત્ર કાપવું. અને તેની ઉપર ઉપરનું ઔષધ લગાડવું. આ પ્રમાણે છ મહીના સુધી નિત્ય યુક્તિથી કરવું. તેથી જીવ્હાની મૂલની નાડી જે જીવ્હાને કપાલમાંના છિદ્રમાં પહોંચતાં રોકે છે તે સુખેથી કપાઇ જાય છે.

મેરૂ પર્વત સુધી, સૌથી ઉંચી સુષુમ્ણાના ઉપરના ભાગમાં સ્થિત ચંદ્રામૃતરૂપ જળ જેમાં સ્થિત છે એવા છિદ્રમાં, સત્વ ગુણાત્મા બુદ્ધિ કરીને આત્મ તત્ત્વ છે. અને ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, સંજ્ઞક ઈડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, આદિ નાડિયોના ઉક્ત માર્ગમાં મુખ છે. તે દ્વારા ચન્દ્રામંડલગત અમૃત વ્યર્થ ચાલ્યું જવાથી શરીર જરા મૃત્યુને પ્રાપ્ત થાય છે, તેથી પ્રથમ ખેચરી મુદ્રા કરીને ચંદ્રામૃત વ્યર્થ નહીં જવા દેતાં મૃત્યુના મુખમાંથી બચી જવાય છે. આ મુદ્રા સિવાય દેહની સિદ્ધિ, લાવણ્ય, તથા બળ વજ્ર સમાન થતાં નથી.

## ઉડ્ડીયાનબંધ. (૧૬)

નાભિનો ઉપરનો ભાગ તથા નીચેનો ભાગ ઉદરમાં લાગી જાય એમ પેટને પછવાડે ખેંચવું, એને **ઉડ્ડીયાનબંધ** કહે છે. છ મહીના સુધી નિરંતર અભ્યાસ કરવાથી પક્ષીગો જેવી ગતિ થઈ સુષુમ્ણાદ્વારા પ્રાણુ મસ્તકમાં લઇ જવાથી સમાધિમાં મોક્ષ થાય છે. આ સ્વાભાવિક મુકિત છે. સર્વ બંધોમાં ઉડ્ડીયાનબંધ ઉત્તમ છે.

## જાલંધર બંધ. (૧૭)

કંઠ નીચે નમાવી હૃદયથી ચાર આંગળને અંતરે દ્રઢ દાઢી રાખી પ્રાણવાયુની ગતિને રોકવાથી ચંદ્ર કલામૃત સૂર્યરૂપ અગ્નિમાં નહી પડતાં એજ વાયુની વિરૂદ્ધતાને અટકાવે છે. નાભિને પશ્ચિમ તરફ ખેંચીને ઉડ્ડીયાનબંધ કરી અને કંઠને નમાવીને **જાલંધરબંધથી ઈડાં અને પિંગલા** નાડિગોનું સ્તંભન કરી તદ્દન પશ્ચિમ માર્ગ સુષુમ્ણામાં પ્રાણવાયુને પ્રાપ્ત કરે. આ પ્રમાણે વાયુની ગતિ બંધ થઇ પ્રાણવાયુ સ્થિર થઇ બ્રહ્મરંધ્રમાં સ્થિત રહે છે.

## મુલબંધ. ( ૧૮ )

અપાન વાયુને ખેંચીને પ્રાણવાયુ સાથે એક કરી પગની એડીથી યોનિસ્થાનને દ્રઢ દબાવી ગુદાદ્વારને દ્રઢ સંકોચિત કરવું જેથી અપાન વાયુ બહાર ન નિકળી જાય. એ પ્રમાણે **મુલબંધ** થાય છે.

## મહાબંધ. ( ૧૯ )

ડાબા પગની એડીથી યોનિસ્થાનને રોકી, જમણા પગને તેની ઉપર સ્થાપન કરી, મૂલબંધ કર્યા પછી જાલંધર બંધ કરી વાયુને પૂરીને મનને મધ્ય નાડી સુષુમ્ણામાં પ્રવૃત્ત કરવું અને યથાશક્તિ કુંભક કરીને મન્દ રેચક કરવો. તેજ પ્રમાણે વામાંગથી અભ્યાસ કરવો. બંને બાજુનો અભ્યાસ સમાન કરવો. આ સમસ્ત નાડિયોની ઉપરની ગતિરોધક મહાસિદ્ધિદાયક **મહાબન્ધ** છે.

## અથ મહાવેધ. ( ૨૦ )

બન્ને હાથની હથેલી સમાન પૃથ્વીપર લગાડી પદ્માસન કરી હાથના આધારે આખા શરીરને પૃથ્વીથી

થોડું ઉઠાવે, પછી મંદમંદ પૃથ્વીપર પોતાના શરીરને પછાડે જેનાથી વાયુ ઇડાં પિંગલાને ઉલ્લંઘન કરી સુષુમ્ણામાં પ્રાપ્ત થાય છે. આ મહાવેધ બુઢાપાને દૂર રાખે છે.

## અથ વજ્રોલી. ( ૨૧ )

ચાંદી અથવા કાચની ૧૪ આંગળ ખોખરી શલાકા સચ્છિદ્ર કરે. જો બાર આંગળ સીધી તો બે આંગળ કાટખુણે વાંકી રહે, તેનાથી લિંગ છિદ્રમાં પ્રતિદિન બબ્બે આંગળ પ્રવેશ કરે, એક કિનારેથી ફુંકીને વાયુ પ્રવેશ કરે તેમ બાર દિવસમાં ચોવીસ આંગળ પ્રવેશ કરે જેનાથી ઇંદ્રિય માર્ગ રૂદ્ધ થાય છે. ત્યાર પછી તે માર્ગથી જળનું આકર્ષણ કરવાનો અભ્યાસ કરે અને અભ્યાસ સિદ્ધ થયા પછી વીર્યનું આકર્ષણ થઇ શકે છે. જેને ખેચરી સિદ્ધ થઇ તેને વજ્રોલી સિદ્ધ થાય છે.

વીર્ય ચિત્તને આધીન છે. ચિત્તના ચલાયમાન હોવા પર વીર્ય ચલાયમાન થાય છે, અને સ્થિરતાથી

સ્થિર રહે છે. તેમ શુક્રને આધીન જીવિત છે જેથી સ્થિરતાથી જીવિત સ્થિર અને ચલાયમાનથી મૃત્યુ થાય છે, તેથી શુક્ર અને મનની મુખ્ય રક્ષા કરવી.

## અથ પ્રણવાભ્યાસ. ( ૨૧ )

હવે પ્રણવના અભ્યાસની વિધિ કહેવામાં આવે છે. એકાંત સ્થળમાં બેસી દૃઢ પદ્માસન બાંધી શરીર, કંઠ, શિર, સરલ રાખીને નાસિકાપર દૃષ્ટિ નિરંતર રાખી પ્રણવનો જપ કરે. જે પ્રણવના અકાર, ઉકાર, મકાર એ ત્રણ વર્ણમાં ભૂઃ ૧, ભુવઃ ૨, સ્વઃ ૩, ત્રૈલોકય, ચંદ્રમા, સૂર્ય, અગ્નિ દેવતા રહે છે, તે પ્રણવ પરમ કારણરૂપ જ્યોતિર્મય ચૈતન્ય ૐકાર સ્વરૂપ છે.

જે પ્રણવમાં ભૂત, વર્તમાન, અને ભવિષ્ય એ ૩ કાળ; ઋક્, યજુઃ સામ—એ ત્રણે વેદ, સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એ ૩ લોકઃ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત એ ૩ સ્વર; અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર એ ત્રણે દેવતા રહે છે, તે પ્રણવ ૐ સ્વરૂપ પરંબ્રહ્મ જ્યોતિઃ સ્વરૂપ છે.

જે પ્રણવમાં અ, ઉ, મ, ત્રણ માત્રા ૐ ક્રિયા, ઇચ્છા, જ્ઞાન, શક્તિ ભેદે કરીને બ્રહ્માણી, રૂદ્રાણી, વૈષ્ણવી એ શક્તિ છે. તેવા પ્રણવ ઓંકારસ્વરૂપ, પરબ્રહ્મ જ્યોતિ છે. ત્રિલોકાત્મા અકાર ઉકાર અને બિંદુસ્વરૂપ મકાર ત્રંણે માત્રા જેમાં રહે છે, એવા બ્રહ્મ જ્યોતિ સ્વરૂપ પ્રણવ છે.

આ પ્રણવને સકળ જગતનું કારણ સમજી શુદ્ધ ભાવના કરીને તેનો વચનથી જપ કરવો અને સિદ્ધાસનથી સગુણ બ્રહ્મની ભાવના કરીને પ્રણવનો અર્થ સમજીને અભ્યાસ કરવો તથા મનથી પરંબ્રહ્મ સ્વરૂપ પ્રકાશ ચૈતન્ય સમજી સર્વદા સ્મરણ કરવું.

## અથ પ્રાણાયામ પ્રકાર. ( ૨ )

પ્રાણવાયુની નિશ્વાસોચ્છ્વાસની ગતિ ચાલુ રહેતાં બિંદુ પણ ચલાયમાન થાય છે તેને રોકવાને યોગીને વાયુ-નિરોધ કરવો મુખ્ય છે.

જ્યાં સુધી શરીરમાં વાયુ સ્થિર રહે છે, ત્યાં લગી જીવ શરીરને છોડતો નથી; પણ પ્રાણવાયુ શરીરમાંથી

નિકળી જાય છે તે અવસ્થાને મરણ કહે છે. જીવન-મરણ પ્રાણવાયુને આધીન છે. તેને લઇને વાયુનું અવશ્ય વિધિથી રોધન કરવું જોઇએ.

## પ્રાણાયામ ભેદ.

રેચક, પૂરક, અને કુંભક આ ત્રણ ભેદ છે. અંદરના વાયુને બહાર કાઢવો તે રેચક, બહારના વાયુને ઉદરમાં પૂર્ણ કરવો તે પૂરક અને પૂરેલા વાયુને ઘટવધ ધારણ કરવો તેને કુંભક કહે છે.

## પ્રાણાયામ વિધિ.

એકાંત સ્થળમાં દળવાળા કોમળકામળાદિના આસનમાં પદ્માસન બાંધીને દ્રષ્ટિ ત્રિકુટી ભ્રૂમધ્યમાં સ્થાપન કરીને પ્રણવમાત્રાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, એકાક્ષર મંત્રથી પૂરક, કુંભક, રેચક, પ્રાણાયામ, મૂલાધાર સંકોચી અપાન વાયુને ઉપર ખેંચી પ્રાણવાયુને એક કરી શક્તિ–ચલાયમાન મુદ્રાથી કુંડલિની પ્રબોધી સુષુમ્ણા માર્ગે ચડાવે. આ પ્રમાણે વિધિ કરવાથી યોગી સમસ્ત દુ:ખોથી મુકત થાય છે.

પૂરકમાં ૧૨, કુંભકમાં ૧૬, અને રેચકમાં ૧૦ માત્રા પ્રણુવની થાય છે. તે પ્રાણુાયામ કનિષ્ઠ કહેવાય છે.
૨૪ ૩૨ ૨૦ આ પ્રમાણે મધ્યમ ગણાયછે
૩૬ ૪૮ ૩૦ આ પ્રમાણે ઉત્તમ પ્રાણુાયામ ગણાય છે.

કનિષ્ઠમાં પ્રસ્વેદ થાય છે, મધ્યમમાં કંપ થાય છે, અને ઉત્તમ પ્રાણુાયામમાં યોગિનો આધાર ઉડે છે. આથી પ્રાણુાયામનો અભ્યાસ અવસ્ય કરવો જોઇએ.

## પ્રત્યાહાર ( ૩ )

રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ એ પાંચ વિષય છે. તેમાં ચક્ષુ, જિવ્હા, ઘ્રાણ, ત્વક્, કર્ણ, એ પાંચે જ્ઞાન ઇંદ્રિયોનાં જે કર્મ થાય છે, તે આસન, પ્રાણુાયામ સિદ્ધિ કરીને જે ઇંદ્રિયોના જે વિષય છે તેનો, બીજી ભાવના કરીને, ક્રમશઃ થોડે થોડે ત્યાગ કરવો. એમ વિષય-વાસનામાંથી ઇંદ્રિયોને અલગ કરવી તેને પ્રત્યાહાર કહે છે.

## ધારણા. ( ૪ )

હૃદયમાં મન, પ્રાણ અને વાયુને નિશ્ચલ કરીને પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ સંજ્ઞક પંચભૂતોનું પૃથક્ પૃથક્ સંધાણ કરવું તેને ધારણા કહે છે. ધારણાથી ઉત્તમ ઉત્તમ જ્ઞાન મળી મનોબળ વધે છે અને ધૈર્ય આવે છે.

## તત્રાદ્યૌ ધૌતિ. ( ૨૨ )

ચાર આંગળ પ્હોળી, પંદર હાથ લાંબી, બારીક વસ્ત્રની પાઘડી જેવી પટ્ટી, થોડા ગરમ પાણીમાં ભિંજવી મોઢામાં પહેલે દીવસે એક હાથ, બીજે દિવસે બે હાથ, ત્રીજે દિવસે ત્રણ હાથ. એમ ક્રમે ક્રમે પંદર દિવસમાં પૂરી ગુરૂપદિષ્ટ માર્ગથી નીકળી જવી જોઇએ.

તે વસ્ત્રનો પછવાડાનો છેડો દાંતમાં દાબી હોઠથી નૌલીકર્મ કરે, જેનાથી છાતીમાં લાગેલું વસ્ત્ર ઉદરમાં પહોંચી આંતરડાં સાફ કરે છે. તેને ધૌતિકર્મ કહે છે. ધૌતિ કર્મ કરવાથી વીશ પ્રકારના કફનો નાશ થાયછે.

## અથ બસ્તિ. ( ૨૩ )

હવે બસ્તિ કર્મનું વિવેચન થાય છે. નાભિમાત્ર જળમાં ઉત્કટાસન બેસી છ આંગળ લાંબી અને આગળ પ્રવેશયોગ વિંધાવાળી વાંસની નળી ચાર આંગળ ગુદ્દામાં પ્રવેશ કરીને ગુદા આકુંચન કરીને પેટમાં જળ ચડાવી નોલીકર્મ કરી બહાર પાણી કાઢે તેને **બસ્તિકર્મ** કહે છે. ધોતી બસ્તી કર્યા વિના ભોજન કરવું નહી જોઇએ અને ઉપરનું કર્મ કરી શીઘ્ર ભોજન કરવું જોઇએ. બસ્તિ કર્મથી રસ, રૂધિર માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર તથા પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય અને અંતઃકરણ, મન, બુદ્ધિ. ચિત્ત, અહંકાર, તાપ, વિક્ષેપ, શોકાદિ, મોહ, ગૌરવ, આવરણ, દીનતા, રાજસ તામસના ધર્મ સર્વે નિવૃત્ત થાય છે.

## અથ નેતિ. ( ૨૪ )

ગાંઠ વગરનો દોરો નાસિકાના એક ભાગમાં પ્રવેશ કરી બીજો ભાગ બંધ કરી મુખ વાટે શ્વાસથી બહાર

કાઢે અને દોરો બહાર કાઢે અને એક છેડો નાકમાં અને એક છેડો મોઢામાં તે બન્નેને શનૈઃ શનૈઃ મંદ મંદ ચલાવતો રહે, તેને **નેતિ** કહે છે. જેનાથી મળ દૂર થઇ દિવ્ય દ્રષ્ટિ થાય છે.

## અથ ત્રાટકમ્. (૨૫)

એકાગ્ર દ્રષ્ટિથી કોઈ નાની વસ્તુ ઉપર જ્યાં લગી નેત્રોમાં પાણી ન આવે ત્યાં લગી જોયા કરે અને નેત્રોમાં જળ આવવા પર છોડી દે, તેને મત્સ્યેંદ્રાદિ **ત્રાટક** કહે છે. આ ત્રાટક લાંબો વખત કરી સિદ્ધિ કરવાથી અનેક જાતના ફાયદા થાય છે.

## અથ નૌલી. (૨૬)

બેઉ ખભા નીચા નમાવી ઉદરને દક્ષિણ ભાગ તેમજ ઉત્તર ભાગ ગરીયાની જેમ ઘૂમાવવું તેને સિદ્ધ લોક **નૌલી** કહે છે.

## અથ કપાલ ભાતિ. (૨૭)

લુહારની ધમણની માફક શીઘ્ર શીઘ્ર રેચન અને

પૂરક કરે એને **કપાળ ભાતિ** કહે છે. એનાથી વીશ જાતના કફના રોગ દૂર થાય છે.

જેમ બાજ પક્ષીના પગમાં દોરી બાંધીને છોડી દેવાથી ઉડી જાય છે અને દોરી ખેંચવાથી પાછો હાથમાં આવે છે, તેમ માયાના અંશ સત્વ-રજ અને તમોગુણુની વાસનામાં બંધાયેલો જીવ બુદ્ધિમાં લીન થઇ ઉપાધિ રહિત સમાધિમાં શુદ્ધ પરમાત્મામાં લીન થાય છે. તો પણ પ્રાણુ અને અપાન વાયુથી ખેંચાઇને જાગ્રત અવસ્થામાં ફરી પ્રબુદ્ધ થઇ વિષય-વાસનામાં પુનઃ જીવભાવને પ્રાપ્ત થાય છે.

## ધ્યાન. ( ૫ )

ગુદા ( મૂલાધાર ), લિંગ ( સ્વાધિષ્ઠાન ), નાભિ ( મણિપુર ), હત્પદ્મ ( અનાહત ), તદૂર્ધ્વ (વિશુદ્ધ), ( કંઠની અંદરના લીંગાકાર ), ( આજ્ઞાચક્ર ), ( બ્રહ્મ-સ્થાન ), ( લંબિકાસ્થાન ) આ નવ ધ્યાન યોગ્ય સ્થાન છે. ધ્યાન એટલે જે ચીજનું ધ્યાન ધરીએ તેના

ગુણ દોષોને સગુણ નિર્ગુણ જોવાથી અદ્દભુત ચૈતન્ય સર્વ જ્ઞાનને મળે તે.

## સમાધિ ( ૬ )

ધ્યાનથીજ સમાધિ થાય છે, એ અવસ્થા ભેદે પ્રકટ કહેવામાં આવ્યું છે. ધ્યાન અવસ્થામાં સ્થિર રહેતાં યોગીને કર્ણાદિ ઇન્દ્રિયો વિષે શબ્દાદિ વિષયોનો સૂક્ષ્મ ભાગ જ્યાં સુધી ઉપરસ્થાન જણાય છે ત્યાં લગી ધ્યાનાવસ્થા ગણાય છે. જ્યારે આત્મામાં પંચેંદ્રિય વૃત્તિ લીન થઇ જાય છે, ત્યારે આત્મામાં અર્થ માત્રનું જ્ઞાન રહે છે. તે અવસ્થાને સમાધિ કહે છે. સમાધિથી અભિમાન ત્યાગ થઇ જેમાં પુન્ય, પાપ લિપ્ત નથી એવા કૈવલ્ય મોક્ષને પમાય છે. ( ૧૨ ) પ્રત્યાહાર ( ૧૪૪ પ્રાણાયામ ) ( ૧૪૪ ) પ્રાણાયામની ( ૧ ) ધારણા ( ૧૨ ) ધારણા ( ૧૭૨૮ ) પ્રાણાયામ એટલે ( ૧ ) ધ્યાન ( ૧૨ ) ધ્યાન ( ૨૦૭૩૬ ) પ્રાણાયામ રૂપ સમાધિ થાય છે.

પ્રાણવાયુના સ્વરૂપને પ્રાપ્ત થયેલો જીવ અહંકાર કરીને સ્વાધિષ્ઠાન ચક્રમાં ઉત્પન્ન થાય છે, અને

સકાર થઈને મૂલાધારાદિ ચક્રમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે સોડહં મંત્રનો ( અજંપા ગાયત્રી ) જીવ હમેશ સૂર્યોદયથી તે ૬૦ ઘડીમાં ( ૨૧૬૦૦ ) ની સંખ્યાનો જપ કરે છે. બહારનો વાયુ અંદર ખેંચતાં સૂસવાટા કરતો દાખલ થાય છે, અને શ્વાસ બહાર નીકળતી વખતે હું હું ઉચ્ચારણ કરતો નીકળે છે.

ઉપાધિથી યથાર્થ ચીજ વિપરીત પરીણામવાળી દેખાય છે. જેમ હીરો સફેદ છે, પરંતુ લાલ, પીળો લીલો, આદિ રંગ ઉપાધિના સંબંધથી ઉપરના રંગની સમાન દેખાય છે, તે પ્રમાણે શરીરમાં નિર્વિકાર આત્મા વિષય–વાસના ઓના સંસર્ગથી " હું સુખી " " હું દુઃખી " ઇત્યાદિ ભાસમાન દેખાય છે; પણ જ્યારે પોતાની નિર્મળ બુદ્ધિથી ઉપાધિને અલગ કરે છે ત્યારે આત્મ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે, જેમ કે રાતા રંગમાં સફેદ હીરો લાલ દેખાય છે. તેમ પણ બુદ્ધિથી તપાસ કરતાં નક્કિ કરે તો હીરો તો સફેદજ છે, પણ ઉપાધિથી વિપરીત દેખાય છે. તેવી રીતે ઇંદ્રિયોના ધર્મથી જીવાત્માને યર્થાથ જ્ઞાન થવાથી અદ્વૈતાનન્દ સ્વરૂપને

પામાય છે. એવું જ્ઞાન યોગાભ્યાસથીજ થાય છે અને બંધનથી મુક્ત થવાને યોગી ઉપાધિજ્નળનો વિનાશ કરી મોક્ષપદને મેળવે છે.

**इतिश्री नीतिमार्गोपदेशिका सप्तरत्न गीताया बधनमुक्त मोक्षमालिका नाम पंचमो कान्ड ॥॥४॥**



# आत्म प्रकाश भजनावळी.

આ ભાગમાં સતગુરૂ સ્વામી અખંડાનંન્દ ગુરૂ શ્રી ની પ્રસાદી રૂપ તત્વજ્ઞાનથી ભરપુર પદો, ભજનો, અને બીજા ઘણા વીષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે એટલો તો ઉપયોગી છે કે જે એક વખત વાંચનમાં લઇને અનુભવ કરતાં સંગ પ્રસંગે આનંદ સાથે પરમાત્મા તરફનું જ્ઞાન વધારે છે, વળી દવા દશ મણીરત્ન માળા તો અનુભવી યાને દુઃખમાં દીલાશો દેવા વાળા જન સમાજ ને ઉપયોગી થઇ પડે તેવી સરલ ભાષામાં લખવામાં આવ્યા છે, ને જે મણીરત્ન નામ પ્રમાણે અમુલ્ય છે તેથી દરેકને વાંચી વંચાવી અનુભવ સાથે આનંદ લેશો.

## आत्म प्रकाश भजनावळी.

१

(ઉગ્યા ઉગ્યા ભાણુનેરે ભયા અજવાલા-એ રાગ.)

પ્રથમ એ સમરૂરે ગણુપતી દેવા,
મારા મુળ આધારના છો સ્વામીરેજી,
રીદ્ધિ સીદ્ધિ જેના ચરણુમાં લોટે સ્વામી,
સગુણુ નીર્ગુણુમાં નહીં ખામીરેજી.
બુદ્ધિ વધારી મારી કુબુદ્ધિને ટાળી વાલા,
જ્ઞાન ગુફામાં જાઉં વારીરેજી
હંસ યોગીરે તેમાં ધ્યાન ધરેરે સ્વામી,
બતાવી મુકિતની બારીરેજી.
પ્રાણુ અપાનનોરે ભેદરે જાણીને વાલા,
જપાવો અજંપા જાપરેજી.
નુરત સુરત સેરે નીરખીએરે સ્વામી,
છુટીએ ભવના પાપરેજી.
અખંડાનંદ ગુરૂજીને ચરણે વાલા.
ભણે હરજીવનદાસરેજી.
કર્મ ઉપર જ્યારે મારેરે મેખાતો,
અદ્વૈત ભાવે પ્રકાશારેજી

૨

## તારી માયા લાગી રે યોગી—એ રાગ.

તુહીરે સત્ય છે યોગી,
તુહીરે સત્ય છે
એવા અકલ સ્વરૂપીરે યોગી,
તુહીરે સત્ય છે.
આરે કાયામાં કળ્યો નહી જાયે,
એવા આદી અનાદીના વૈરાગી.
એવા નાદ બુંદથીરે ન્યારીરે યોગી,
તુહીરે સત્ય છે.
ત્રણ ગુણનું ઘૃત બનાવી,
માંહે અંતઃ જોતી તમે સ્થાપી.
એવા સોહંમથી પ્રજળાવીરે,
યોગી તુહીરે સત્ય છે.
ગુરૂને ચેલો સનમુખ રહેવે,
ત્યારે અજવાળુ હૃદયમાં થાયે.
એવા ત્રીકુટી તાર લગાયોરે,
યોગી તુહીરે સત્ય છે.

પ્રકૃતિમાં જીવ ગોથા રે મારે,
એવા જ્ઞાનમાં કરી લેને વાસો.
એવા યોગીને ભેટી કાઢ ફાંસોરે,
યોગી તુહીરે સત્ય છે.
બ્રહ્મા વિષ્ણુ મહાદેવ જેવા,
એવા ગોતી યોગી દેશ થાકયા.
ત્યારે અગમ નેતી ગુણ ગાયારે,
યોગી તુહીરે સત્ય છે.
સતગુરૂ ચરણે ભણે હરજીવન,
નીજ આનંદ સુખમાં સમાયા.
એવા ભેદ ( ભરમણા ) ટાળ્યારે,
યોગી તુહીરે સત્ય છે.

---

૩

કાનુડો દઇને ગયો ભેખરે મીચારણુ અમને.

વીસરી ગયો છે જીવ દેશરે,
જીવન હંમારા વીસરી. ગયો છે જીવ દેશ

કબુધ્ધી ફેરવી રાજા મન પરધાનેરે,
અજ્ઞાનમાં ખેલે દાવ પેચરે, ટેક.
પ્રધાન થઇને જ્યારે રાણીને પીડેને,
વગોવે રાણીને સારો દેશરે. ટેક.
દાસરે દાસીઓને નીયમમાં રાખોને,
ભુલી રે જશો તો દેશે ઠેશરે. ટેક.
મુકતી મારગમાંએ વીઘન એ નાખેને,
અનેક ધરીને બેસે વેશરે, ટેક.
સીલરે સંતોક રાજા દીલમે ધરીને રે,
સત છડી લેજો તમે સાથરે. ટેક.
કાયારે રથને ઇદ્રિયો ઘોડા રે,
મનરે લગામ લેજો હાથરે, ટેક.
બુધ્ધા રે જ્ઞાનથી મહેરમ માણોને,
બ્રહ્મરે શીખર તારો દેશરે ટેક.
ગુરૂને પ્રતાપે રે હરજીવન બોલ્યારે.
ગુરૂગમ લઇ કાઢ વેશ રે. ટેક.

---

## ૪

## શું એ કરૂં રાજમારૂ શું એ કરૂ મેવાડા રાણા એ—રાહ.

શું રે સમજાય જીવા, શું રે સમજાય મનવા,
માયામાં ગુંથાય, ત્યારે શું રે સમજાય ટેક.
આરે કાયારે તારી કામ નહી આવે ને
પાપનો રે મોટલો રે મન દઇ જાય ત્યારે. ટેક.
દુઃખ રે આવે રે ત્યારે પરતાવો થાય હાં હાં
મન રે હીંચોળા મારે પ્રત્યક્ષ દેખાય,
પાંચરે તરકટી છે રે દુઃખ દાય હાં હાં હાં
જીવડા તું ચેતી લેને, ફંદામાં ફસાય, ત્યારે
શુન્યથી રે શબ્દ ઉઠે, શુન્યમાં સમાય, હાં હાં હાં
પ્રેરકને રૂદેમાં રાખો, ધ્યાન નહી ધરાય. ત્યારે.
દૃષ્ટીની માંહે સૃષ્ટી સૃષ્ટીમાં દૃષ્ટી રે સમાય. હાં હાં હાં
ઓહી સાને સમજે નહી તો ચોરાશીમાં જાય ત્યારે
ગુરૂનેરે ચરણે દાસ. હરજીવન ગુણ ગાય. હાં હાં હાં.
વિશ્વમાં રે સરખો વ્યાપે. નહીં ઓળખાય. ત્યારે.

## ૫

## જાગો તમે જદુપતી એ નાથ-એરાગ.

જીવ તું કરીલે વીચાર,
    અંતર દ્રષ્ટી ખોલને,
ભાંગને દીલડાની ભાંત્ર,
    આગળ રસ્તો ખોળનેરેજી    ટેક૦
જીવ સીંહરાજ તું ગણાય,
    જાળમાંરે કેમ ફસાય છે,
કામ ક્રોધ લોભને જો ત્યાગ,
    કાળ તો તો દુર જાય છેરેજી    ટેક૦
જીવ આ જગતની રચનાઇ,
    અદભુતરે દરસાય છે,
પળમાં હતી નતી થાય,
    અજ્ઞાનમાં અથડાય છેરેજી    ટેક૦
બાળ બચ્ચાં માને બાપ,
    ભાઇ બેન તુને ફોલશે,
સર્વે સ્વાર્થના સગાઇ,
    અંત કાળે તુને બોળશેરેજી    ટેક૦

મેળવ્યું હોય તો વાવર હાથ,
　　અન દાન દે સંત સાધુને,
માથે સતગુરૂરે ધાર,
　　ઉડીરે ખોળયું લાધશેરેજી　　　　ટેક૦

જીવ તું તીર્થ કરવા જાય,
　　ધોતોરે માઇલાને નથી,
બાહેર ધોયે શુરે થાય,
　　મનનોરે મેલ તો ગયો નથીરેજી　ટેક૦

તીર્થ તારી કાયા નગરીમાંહી,
　　ત્રીવેણીમાં માર ડુબકી,
ઉલટુ લગાવને ધ્યાન,
　　ભાંગે એ તારી ભ્રાતડીરેજી　　　ટેક૦

ગુરૂનેરે ચરણે દાસ,
　　હરજીવન ગુણ ગાય છે,
જીવતું કપટ કાઢે બહાર,
　　તો અભે પદ પમાયછેરેજી　　　ટેક૦

---

## ૬
## જેસલ કરીલે વીચાર—એ રાગ.

જીવ તું કરીલે વીચાર માથે કાળની ચોટ સાર
મૃર્ગ જળ જાણને સંસાર, ગુરૂજી મળ્યા ગુણ ભંડાર
આવોને સત ચીત આપણે અખંડ
આનંદનારે દરસન કરીયેજી.

દરસન કરીને મીત્ર થઇ રહીયેજી.
મળગો મનુષ્ય અવતાર, કર જીવ સત સંગ સાર,
મળસે તત્વરે અપાર, ટુટશે કાળ રૂપી વાર—આવોને.
તારી દેહ જાણ માધવ બાગ, વીષફુલ ફુલ્યા તેને ત્યાગ,
મંદીરની શોભાનો અથાગ, મુરતી પ્રકાશનોરે ભાગ— ટેક.
વીરલા દરશન કરવા જાય, તે તો તેજમાં સમાય,
ઘણા વિષયમાં ફસાય, તે તો લક્ષરે ચોરાશીમાં જાય—ટેક.
જીવ તું જોગી થાવા જાય, ખલકો રંગીને ભરમાય,
સંસાર છોડી વન વસાય, શાને ભર્મમાં ભટકાય—ટેક
આ કાયા ખલકો જાણ, ગેરૂ રંગ ચડયો તેને માણ,
કામ ક્રોધ લોભથી છે હાણ, તજતો વનવાસ જાણ—ટેક.

સતચીત આનંદનું તું મેળવને વિજ્ઞાન,
છોડને માનઅપમાન,
મુક્તીમાં સમાયુ છે ધ્યાન, મીત્ર થૈઇ રહીશ ગુણવાન–ટેક.
કહે હરજીવનદાસ, જીવનમાં વ્યાપક હરી છે પાસ,
જીવને થશે જ્ઞાનનો ભાસ, તો પ્રભુ ચરણમાં નીવાસ–ટેક.

---

## ૭

## આશાવરી.

નીરધનીયાનું છે નાણું જ્ઞાન મારે
નીરધનનીયાનું છે નાણું
દરીદ્ર અજ્ઞાન તું કાઢને બહારૂં,
જ્ઞાન રૂપી લેને સત નાણું ટેક૦
સતથી વર્તી લાખો જાણું,
ચીત લગાડે સવાયું. ટેક૦
આનંદ વર્તી ચક્રવતી જાણું,
સચીદાન્દ ઉરે આણું ટેક૦
ખોટું રે નાણું રહ્યું રે સાગરમાં,
રાજાનંદ એ વાળું. ટેક૦

કાળ જપાટામાં એક દીન ઘેરાશે,
પડયું રેશે દેવાયેલું તાળુ. ટેક૦
મનોમય સૃષ્ટી ઉત્પન કરીને,
વોરે છે તું તો દુઃખ સાનું. ટેક૦
સ્વપનામાં તું રાજ સુખ પામ્યો,
પામ્યો ઇંદ્રાસન સારૂં. ટેક૦
ઉડી ગઇ નીંદ્રા કયાં સૂખ ગયુ તારૂં,
તેવું જાણ સંસાર વહેવારૂં. ટેક૦
તેથી સમજતું અંહકારી જીવડા,
સ્વપ્ના સમ મેળવ્યું તે નાણું. ટેક૦
મમતાને છોડી કપટને કાઢગે,
જ્ઞાન રૂપી થશેરે અજવાળું. ટેક૦
ગુરૂને પ્રતાપે હરજીવન બોલ્યા,
બ્રહ્મામાં વીરતીને આનંદ માણું. ટેક૦

## ૮

## એસો મન રાખો તમે રામશેજી-એ રાગ.

તમે છોડોરે દ્વૈતરે ભાવ દીલસેજી
તજી મમતાને માનરે તજી ઇર્ષા ગુમાનરે-ટેક.
શીવરે શક્તીથી ઉત્પન થયારે ભાઇ,
મનુષ્ય જુઓને નીરધાર;
એકરે બુંદથીરે ઉત્પન થયારે,
તમે પંડીત કરોને વીચારરે. ટેક.
ગુણરે સ્વભાવે કરીયને ભાઇ.
વર્ણ બંધાણારે ચાર;
પોતારે પોતાના ગુણનો મળેરે ભાઇ,
કરીયેરે સત સંગ સારરે ટેક.
યજુવેદ અધ્યાય છવીસમાંરે,
તમે જુઓને ચીત ચોડીને સાર;
વર્ણ ચારેને સરખાં ગણ્યારે,
સૌને વેદનો છે અધીકારરે. ટેક.
અસખ્ય જીવોને જુગમાંરે જુવોને વળી,
ઓંકાર સ્વરૂપ છેરે સાથ;

સોહં ભરપુરરે માંહે રહયારે ભાઇ,
ઓળખો તો મુક્તી છે હાથરે ટેક.
સાધક ગુરૂને એ ભેટતારે ભાઇ,
થાયરે સસયનોરે નાસ;
ભણે હરજીવન સંતસેંરે
મારી સુરતા સતગુરૂનીરે પાસરે. ટેક.

---

૯

## રામ જેને રાખેરે તેને કોણ મારી સકે-એ રાગ.

મારૂં તારૂં મુકો રે, પ્રભુ તોરે સભર ભરયો,
દ્વૈતપણાથીરે દુજોરે ભાસેને,
અદ્વૈતપણાથી રે પાસ,
ભાવ ધરીને દયા દીલેધરોને પ્રાણી,
રયોને ચોખા વાચ કાઃચ ટેક.
ફુલવાડીમાં જઇને ફુલરે તોડું,
વળી પ્રભુ રીઝાવાને કાજ
લાલી એમાં પ્રભુ રહયાં સમાઇ,